નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતામાં
સ્કુલ લાયબ્રેરી તરીકે મંજુર થયું છે.

# લક્ષ્મી અને મેના.

લેખક અને પ્રકાશક


માસ્તર નરસિંહ દેવચંદ બહેરા.

(મહીકાંઠા એજન્સીના કેળવણી ખાતાના માજી મહેતાજી.)

મુ. સાદરા. (મહીકાંઠા એજન્સી.)



આવૃત્તિ બીજી.

સંવત ૧૯૭૧. પ્રત ૧૦૦૦. સને ૧૯૧૪.

કીંમત રૂ. ૧-૮-૩.

# અર્પણ પત્રિકા.

**નેકનામ મહેરબાન ખાનબહાદુર ફરામરોજ**
**સોરાબજી માસ્તર બી. એ. ડીસ્ટ્રીકટ ડેપ્યુટી**
**આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબ.**

**પ્રાંત પાલણપુર.**

**માનવંતા સાહેબ—**

આપશ્રી નીતિ ને પરમાર્થ પ્રત્યે પ્રીતી ધરાવનારા, તથા સદ્ગૃહસ્થાઈનાં ઉત્તમ લક્ષણોથી ભૂષિત છો, દીન અને નિરાશ્રિતજનો પ્રત્યે દયાભાવવાળા, વિદ્યોત્તેજક છો, આપનું બુદ્ધિકૌશલ્ય ઉદાર અને હૃદય ઉંચ ભાવનાઓથી ભરપૂર છે, આપે નહાની ઉમ્મરમાં ઉંચ પદ્વી પ્રાપ્ત કરીને ઉપરી અમલદારોનો સંપૂર્ણ પ્રેમ-વિશ્વાસ સંપાદન કરેલો છે, વળી નિરાભિમાનપણે રાજા પ્રજાનું હીત લક્ષમાં રાખીને નિર્મળ ન્યાય આપો છો, ઉપરાંત કોમ કોમનો ભેદ રાખ્યા સીવાય દરેક સાથે ભાઇચારાથી વર્તી ઉત્તમ સલાહ આપો છો વિગેરે વિગેરે આપનામાં રહેલા ઉત્તમ સદ્ગુણોથી આકર્ષાઇ આ ગ્રંથ આપશ્રીને પ્રેમ અને માનપૂર્વક અર્પણ કરી અત્યાનંદ પામું છું.

**સાદરા**-મહીકાંઠા. } આપનો કૃપાકાંક્ષી સેવક

તા. ૨૨-૧૧-૧૯૧૪. } **માસ્તર નરસિંહ દેવચંદ બહેરા.**

# બે બોલ.

કેળવાયેલા, ને ઉચ્ચ સંસ્કારવાળા, ને સરસ્વતિચંદ્ર, કાલિદાસ, શેકસપીઅર, હેન્રીવુડ, કોરેલીના વાંચકોને કદાપિ આ "લક્ષ્મી અને મેનાં"ના જીવનમાં રસ ન પડે એ કદાચ સંભવિત છે. મુંબાઇ જેવા આગળ વધેલા સ્થળોમાં રહેતા અને સાફેજ જોયું છે એવાને કદાચિત આ પુસ્તક વાંચતાં એમ લાગશે કે આવું તે બનતુ હશે! "સંયુકત કુટુમ્બનાં દુઃખો, વૃદ્ધ વર, દ્રવ્ય માટે વર વા કન્યાનું વેચાણ, કૂળાભિમાન-અન્ય સાથમાં વિવાહ કરવાની હરકતો વગેરે ભૂતકાળના ભણકારાજ છે. હવે એમાંનું કાંઈજ નથી એમ હિંદુ સંસારનું અવલોકન કરનારને લાગશે. પરન્તુ આ પુસ્તકમાં ચિત્રેલાં ચિત્રો કાલ્પનિક નથી એ હિંદુ સંસાર રંગભૂમિનાં પાત્રોને જણાયા વિના નહી રહે. સ્નેહલતાનો આત્મભોગ હજી તાજોજ છે. વૃદ્ધ વરોનાં કોમળ કમળસમ બાલાની સાથેની લગ્નાવલી નાની નથી. અરે એક નહિ પણ અનેક દૃષ્ટાન્તો આપણા સંસારમાંથી મળી આવશે. ભૂતકાળમાં માત્ર શારીરિક કજોડાં હતાં હાલમાં માબાપો કન્યાને કેળવણી આપવા લાગ્યાં છે, કેળવણી લીધા પછી હૃદયની કોમળ વૃત્તિઓ સંસ્કાર પામ્યા પછી વૃદ્ધવર-અસંસ્કારિત પુરૂષ સાથે લગ્નથી જોડાતાં આવી કન્યાઓ સાક્ષરશ્રી ગોવર્ધનરામના શબ્દમાં કહીયે તો "પિતૃયજ્ઞમાં હોમાય છે" અને આ "રૂઢી રાક્ષસી" રા. નરસિંહરાવના શબ્દમાં કહીયે તો-આ સમસ્ત-'પુરાણ પ્રસિદ્ધ આર્યવાડીને બાળી ભસ્મ કરશે.'

રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર અને લગ્નના કેટલાક મહત્ પ્રશ્નો 'લક્ષ્મી અને મેનાં'ના લેખકે સાદામાં સાદી ભાષામાં ચર્ચ્યા છે અને જન સંઘ એટલે જેમને ઉચ્ચ કેળવણીની ગંધ પણ નથી તેમને પોતાની નજરે દરરોજ બનતા બનાવો ચિત્રેલા જોઇ ખરેખર રસિક અને બોધમય લાગ્યા વિના નહિજ રહે.

પુસ્તકમાં ઉચ્ચ વિચારો સંસ્કારિત ભાષામાં છે કે નહિ, આકર્ષકશૈલી છે કે કેમ ? વિચારની-વસ્તુની સંકલના છે કે કેમ તે જોવાનું સામાન્ય જનસંઘ માટે લખાયેલાં પુસ્તકો માટે બહુ મહત્વનું નથી. લેખકના હૃદયની તીવ્ર-શુદ્ધ લાગણી-કેવળ જનસેવાનાજ ઉદ્દેશથી નિકળી હોય-તિરસ્કાર કરતાં પ્રેમ હોય-જન પ્રીતિ હોય અને સચોટ કહેવાયું હોય તો બસ છે. અને આ ઘણે દરજ્જે આ પુસ્તકમાં છે એમ લાગ્યું છે.

આ ઉપરાંત અતીવ સામાન્ય સ્થિતિ-ઉપજીવિકાના પણ સાધનનો અભાવ- કર્ણેન્દ્રિયની ગ્લાનિપ્રદ અશક્તિ અને એને લઇ કોઇ સ્થળે આશ્રય મળવો મુશ્કેલ-આવા સંયોગોમાં **कर्मण्येव......** એ બુદ્ધિથી જનસેવા કરવાની તીવ્રેચ્છા ખરેખર વધારે પ્રશંસનીય છે. પુસ્તકની બીજી આવૃત્તિ થઇ છે એજ એની સામાન્ય વર્ગમાં લોકપ્રિયતા સાબીત થાય છે. પરમકૃપાળુ પરમાત્મા લેખકના ઉચ્ચ આશયો પાર પાડો અને લેખકને જનસેવા કરવા સામર્થ્ય આપો એટલીજ પ્રાર્થના કરી વિરમીશ.

ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ.
બી. એ.

# નિવેદન.

હું મહીકાંઠા એજન્સીના કેળવણી ખાતામાં મહેતાજીની નોકરી કરતો હતો દરમીયાન કમનશીબે મ્હને કોલેરાનો વ્યાધિ થતાં તેમાંથી બંન્ને કાનની સાંભળવાની શક્તિ તદ્દન નાશ પામી જેથી કેળવણી ખાતાની નોકરી પણ ગઈ, પરંતુ મ્હને મૂળથીજ સાંસારિક રીવાજોની તીવ્ર લાગણી હોવાથી તે સંબંધે કંઇક લખવા તરફ વૃત્તિ દોરાઈ જેથી પ્રથમ ચાર પાંચ વરસ ઉપર મેં સદરહુ પુસ્તકનો પહેલો ભાગ છપાવ્યો જેને મહીકાંઠા, રેવાકાંઠા અને કાઠીયાવાડના નામદાર રાજા સાહેબો અને સદ્ગૃહસ્થોએ સારી રીતે આવકાર આપીને મ્હને ઉત્સાહી કર્યો વળી તેજ અરસામાં ઇડર **અને મોરબીના માજી-દીવાન સાહેબ મહેરબાન કલ્યાણરાયભાઈ જેઠાભાઈ બક્ષીજી** સાહેબના દર્શનનો લાભ પણ થયો જેથી તે મહાન્ પુરૂષે મ્હારી હકીકતથી અત્યંત દયાર્દ્ર થઈ મ્હને વારંવાર અનેક રીતે અત્યાર સુધી સહાયતા આપી અપાવીને અત્યંત આભારી કર્યો છે. સદરહુ પુસ્તકના ફરી બે ભાગ ભેગા કરી બે વરસ ઉપર છપાવેલ તેને પણ ઉપર મુજબ આવકાર મલ્યો અને તેજ પુસ્તક નામદાર ગાયકવાડ સરકારના કેળવણીખાતામાં સ્કુલ લાયબ્રેરી તરીકે મંજુર થયું પરંતુ તેની પ્રતો સીલીકમાં ન હોવાથી આ બીજી આવૃત્તિ છપાવવાની જરૂર ઉભી થતાં તેને બની શકયા મુજબ ભાષામાં સુધરાવીને છપાવવામાં આવેલ છે. તેમાં સાંસારિક દોષો સંબંધે મ્હારા અલ્પજ્ઞાન પ્રમાણે મેં

લખ્યું છે. **સદરહુ** પુસ્તક છાપવામાં તથા અગાઉની આવૃત્તિઓમાંના વિચાર, ભાષા, વાક્યરચના, જોડણી વગેરેમાં શુદ્ધતા આવે એવો સુધારો કરવામાં **શ્રી જ્ઞાનમન્દિર પ્રેસના મેનેજર સાહેબ શ્રીમાન્ શંકરરાય અમૃતરાયજીયે** ઘણી ઉમદા મદદ આપી છે તે ખાતે હું તેઓ સાહેબનો અત્યંત આભાર માનું છું.

સદરહુ આવૃત્તિ છપાવવાનું કામ પૂર્ણ થતાં મ્હારે મુંબાઈનગરીમાં જવાનું થતાં **સાક્ષર શ્રીયુત્ ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા** એમના દર્શનનો લાભ થતાં મેં તેઓશ્રીને તૈયાર થયેલા ફરમા વાંચવા આપ્યા અને બની શકે તો પ્રસ્તાવના લખી આપવા માટે વિનંતી કરી. જેનો તે નિરાભીમાની મહાશયે સાદર સ્વીકાર કરી ટૂંકમાં પણ કિમતી જ્ઞાનામૃત લખી આપી મ્હને ઉપકૃત કર્યો છે. ઉપરાંત **શ્રીમાન શેઠ શ્રી રતનશીભાઇ ધરમશી મોરારજી, શ્રીમાન્ શેઠ શ્રી લખમીદાસ રવજી તેરશી, શ્રીમાન શેઠ શ્રી વલ્લભદાસ જમનાદાસ** એ ત્રણે મહાશયોયે કરેલી સહાયતા માટે મ્હારે કયા શબ્દોમાં આભાર માનવો તે સમજાતુ નથી ખાસ એટલાજ માટે કે મોહમયી નગરીમાં કેટલેક ઠેકાણે મોટાઓની મુલાકાત જ દુર્લભ થઈ પડે છે જ્યારે આ સદ્‌ગૃહસ્થોના દર્શનનો લાભ લાગવગ વગર થયો એટલુંજ નહિ પણ મ્હારા જેવાની વાત શાન્તિથી સાંભળી નિરાભિમાનપણે મ્હને જે સહાયતા કરી છે તેના માટે પણ પરમાર્થપણાનો ઉંડો છાપ પાડ્યો.

સદર પુસ્તક હાલની યુરોપમાં ચાલતી મહાન લડાઈના પ્રસંગમાંજ છપાવવાની જરૂર ઉભી થતાં તેના માટે જોઈતા કાગળોના

ભાવમાં તેમજ તેને બાંધાવવા માટે જોઈતાં સાહીત્યોના ભાવમાં અસાધારણ વધારો થઈ ગયો છે જેથી ખર્ચમાં પણ વધારો થયો છે તેમ છતાં પ્રથમની કીંમતમાં કંઇ પણ વધારો કરવામાં આવ્યો નથી જેની કદર સુજ્ઞ વાચક વર્ગ કરશેજ. અંતમાં આ દેશમાં સડો ઘાલીને બેઠેલા દુષ્ટ રિવાજોને દૂર કરી, આવા અનેક પ્રયત્નો આદરવા ભારતબંધુઓ તથા બ્હેનોને વિભુ ઉત્સાહિત કરે એજ અંતિમ ઇચ્છા છે બાકી મ્હારા જેવો અલ્પજ્ઞ આ વિશાળ જ્ઞાનની સૃષ્ટિના અગાધ પ્રદેશમાં માત્ર એક બિન્દુ સમાન જ છે તેને માટે કલાપીના નીચેના શબ્દોમાં જ વિરમીશું.

" કરૂં છુ ને કર્યું છે મેં, જૂઠું એ અભિમાન હા;
કરી તે શું શકે પ્રાણી, આ અનન્ત અગાધમાં. "

મોહમયી.
તા. ૨૦-૧૧-૧૪

સેવક.
નરસિંહ દેવચંદ બહેરા.

# Certificates.

I saw the bearer Narsinh Devchand of Sadra. He is totally deaf. I shall be glad to hear that he receives help from well-to-do gentlemen. + + + + + +

**Camp Sadra.** (sd.) **N. S. Coghill Major.**

November 15th 1913. Political Agent.

Mahi Kantha

I certify the above facts.

(sd) **D. J. Asana.** L. M. & S.

9-10-13. Asst. Surgion.

Mahikantha Civil Hospital,

Sadra.

**The bearer Mr. Narsinh Deochand Bahera was a trained teacher, but has unfortunately lost his sense of hearing. He is totally deaf. He is a good writer and composes poems well. He is an educated man in somewhat helpless state, and therefore deserves support from the general public, especially from persons in the Educational department.**

**Viramgam.** **R. M. Maheta.**

Municipal A. V. School. Head Master.

1st. July 1914.

---

Mr. Narasinha Devchand Bahera, of Sadra in the Mahikantha Agency, was working as a teacher in the Gujarati School in Ahmednager, Idar state, in the year 1902 A. D., when all of

a sudden, he was attacked by cholera and has been since then totally deaf in consequence.

Varsoda State. (sd) Surajmalji.
Mahikantha. Thakore Shree, Varsoda.
8 October 1913. Mahikantha.

---

**પ્રસિદ્ધ જૈન વક્તા પંડિત ફતેહચંદ કપુરચંદ લાલન**—ભાઈ નરસીંહ, તમો હીંમત રાખો એમ કહેવું એ પુનરુક્તિ છે, કારણ કે તમો નરોમાં સીંહ થાઓ-બળવાન થાઓ એવો પ્રભુનો હેતુ છે તેથીજ તમો એ નામ પામ્યા છો, તમને કાને નથી સંભળાતું પરંતુ તમારી લેખનશક્તિ એવી સરળ, સુંદર અને બોધક છે કે, હજારો ગુર્જર જનો આપના પુસ્તકને વાંચી-સાંભળી હૃદયને ઠારશે. પુસ્તકો આજકાલ ઘણાં લખાય છે પરંતુ સરળ અને અસરકારક સર્વ કોઇને વાંચ પડે તો તે, પુસ્તક આપનું "લક્ષ્મી અને મેના" છે. પ્રખ્યાત લેખક અમૃતલાલ સુંદરજી પઢીયારના જોડે તમે મુકાઓ એવા છો, તમારા પુસ્તકના પ્રકરણ આઠમાં હાલના વખતના સંસારનું આબેહુબ ચિત્ર કેટલીક નાતોમાં દેખાઇ આવે છે, જે એક વખત ઉપર ઉપર વાંચતાં પણ તેવું કાર્ય કરવાને માણસાઇ હૃદયના કઠોર નરને પણ

તેની અધમ ઇચ્છા નહીં થાએ. પુસ્તક વાંચતાં જે આનંદ થયો છે તે માટે મિત્રોમાં ફેલાવવા (લાલન) બનતો પ્રયત્ન કરશે. એક શક્તિ તમારામાં કોઇ કર્મને લીધે ગઇ છે તો બીજી લેખનશક્તિનો ઉપયોગ કરી આવા સંસારીક તથા ધાર્મિક વિષયો લખવાથી જનસમાજ ઉપર તમે ઉપકાર કરી શકશો. પ્રભુ તમને હીંમત આપો અને તમારૂં શ્રેય કરો.

**લી. સર્વમય લાલનના યથાયોગ્ય હો.**

---

Diwan office,

Bhavnagar, D. 23-8-1912.

માસ્તર નરસિંહ દેવચંદ બહેરાનું લખેલું પુસ્તક "લક્ષ્મી અને મેના" હું વાંચી ગયો છું, + + + + + + લખનારે કન્યાવિક્રય અને બીજા એવા સાંસારિક દોષોની વિરૂદ્ધ અસરકારક લખ્યું છે. લખનાર અપંગ છે, અને આ પ્રકારે નિર્વાહ કરે છે, તેથી તેની કૃતિ ખાસ ઉત્તેજનને પાત્ર છે. હું આશા રાખું છું કે ગુજરાતી વાંચનાર આલમ આવી એક સારી હાઝથી રચાયેલા પુસ્તકને યોગ્ય આશ્રય આપશે. (સહી)

**મણિશંકર રત્નજી ભટ્ટ.**

માજી ડીરેકટર—**ભાવનગર સ્ટેટ.**

---

**રા. સા. જયંતીલાલ માધવરાય બક્ષી એજ્યુકેશનલ ઓફીસર સાહેબ ઇડર સ્ટેટ**—"લક્ષ્મી અને મેના"ના કર્તા રા. નરસીંહ દેવચંદ બહેરા તરફથી તેમનું પુસ્તક અભિપ્રાય માટે મોકલવામાં આવ્યું છે. હાલમાં કેટલીક ગ્નાતિઓમાં કન્યાવિક્રય જેવા નુકશાનકારક રીવાજો જડ ઘાલી ગયા છે તેથી કેવાં માઠાં પરીણામો આવે છે, અને તેવા રીવાજો શી રીતે સુધારવા જોઇએ તે સમજાવવા કર્તાએ ઘણો સારો પ્રયત્ન કરેલો છે, પુસ્તકની ભાષા સાદી, સરળ, અને સાથે બોધદાયક છે. આ પુસ્તક કન્યાશાળાઓમાં પણ એક ઉપયોગી વાંચન થઇ પડશે. રા. નરસીંહનો પ્રયાસ ઉત્તેજનને પાત્ર છે.

---

**કાઠીઆવાડ સમાચાર**—"લક્ષ્મી અને મેના" નામનું નવલકથાનું પુસ્તક તેના કર્તા મી. નરસીંહ દેવચંદ બહેરા તરફથી અભિપ્રાયાર્થે મળ્યું છે, જેનો આભાર સહીત સ્વીકાર કરીએ છીએ. પ્રસ્તુત નવલકથામાં લેખકે સામાજીક અધમ સ્થિતિ તથા દેશની દુર્દશાનો ખ્યાલ આપી સ્વદેશાભિમાની વૃત્તિઓથી દોરાવા પ્રયત્ન કર્યો છે, મનુષ્ય જીવનમાં મુખ્ય લગ્નના વિષયને, આધુનીક તથા પ્રાચીન પદ્ધતિ સાથે સરખાવી આધુનીક બાળલગ્ન, કન્યાવિક્રય આદી ઘાતકી રીવાજોથી પ્રજાની શારિરીક, માનસિક શક્તિઓ દુર્બળ થયાનું ઘણીજ સરળ ભાષામાં કરૂણાભરી શૈલીમાં દર્શાવ્યું છે, જમાનાને અનુસરી

રૂઢીરૂપ થયેલાં જમણવારો, બીજાં અયોગ્ય જ્ઞાતિબંધારણો આદિ રીવાજોથી ગરીબ કુટુંબોને સહેવી પડતી મુશ્કેલીઓ અને ધર્મભ્રષ્ટ થવાના સંજોગો, પ્રમાણીક કુટુંબનાં સંકટો વિગેરે આબેહુબ તે દુષ્ટ રીવાજો પ્રતિ તિરસ્કાર ઉપજાવી હૃદયને કંપાવે તેવું ચીતરવામાં આવ્યું છે. વળી સ્ત્રી કેળવણીના પ્રચારની આવશ્યકતા દર્શાવી, એ વડે શુભ સંસ્કારી થયેલી સદ્ગુણી પત્ની એક ઉત્તમ ગૃહીણી અને માતા નીવડી સદ્ગુણી સંતાનોને જન્મ આપે છે, તે વિષય ઘણાજ હર્ષથી સમાવવામાં આવ્યો છે. ઉદારતા અને પરોપકાર વૃત્તિથી આત્માને પુર્ણ સંતોષ થાય છે, તે છબિલદાસ નામના વિદ્વાન પાત્રથી બતાવવામાં આવ્યું છે. ટુંકાણમાં પુસ્તકની રચના, ભાષા, તથા પદ્ધતિ સરળ હોવાથી થોડું ભણેલાં સ્ત્રી પુરૂષોને અવશ્ય આવકારદાયક થઈ પડતાં ઉત્તમ બોધ આપી શકશે, હીંદનો મોટો ભાગ અભણ છે, તો આવા સમયે આવાં પુસ્તકો જનસમુહની સામાજીક સ્થિતિ સુધારવાને માટે ઘણાં ઉપયોગી છે.

# જાહેર ખબર.

અમોએ નડીયાદમાં શ્રી "લક્ષ્મી વિજય" નામનું નવીન પ્રેસ
હમણાં થોડી મુદત થયાં ચાલુ કર્યું છે જેમાં હરેક જાતનું
નહાનું તેમજ મોટું છાપવાનું કામ કાળી તથા
રંગીત ઉંચી શાહીથી હરેક જાતના સુંદર
ટાઇપોથી સફાઈદાર અને સસ્તા
ભાવે વખતસર છાપી આપ-
વામાં આવે છે એક
વખત કામ આપી
ખાત્રી કરો.

મેનેજર

**ડાહ્યાભાઈ બહેચરભાઇ બારોટ.**

ઠે. અમદાવાદી બજાર

નડીઆદ.

# લક્ષ્મી અને મેનાં.

## બન્ને ભાગમાં.

## પ્રકરણ ૧ લું.

### નગીનદાસનું કુટુંબ.

પૂર્વે ગુર્જર ભૂમિના પશ્ચિમ કિનારા તરફ વહેતી પવિત્ર સાબરમતી નદીના કિનારા ઉપર કનક-પુર નામે એક રમણીય શહેર હતું, એ શહેર એવું તો રળીયામણું હતું કે દેવોએ આ મૃત્યુભૂમિમાં પોતાના માટે ઇંદ્રપુરી બનાવી ન હોય ! એમ તે જોનારને આભાસ કરાવતું હતું. શહેરની આસપાસ સુંદર આરસપહાણ ઉપર ઉત્તમ કારીગીરીવાળા પથ્થરોથી કોટ ચણેલો હતો. અને તે ઉપર રંગબેરંગી ચિત્રો તથા સાથીઆ પાડેલા હતા. કોટ ઉપર કોઇથી ચઢી ઊતરાય નહીં તેના માટે

લોખંડના તીવ અને મજબુત ભાલા જડી દીધા હતા, એટલુંજ નહીં પણ તે એવો તો મજબુત ચણાવેલો હતો કે ગમે તેવા બારીક હથીયારવાળા યોદ્ધાઓથી તેની એક કાંકરી પણ તોડી શકાય નહીં. કોટની થડમાં બહારની બાજુએ ચારેગમ ફરતી ઉંડી અને પહોળી ખાઇ ખોદાવેલી હતી, અને તે ખાઇમાં પાસેની નદીનું પાણી વાળી લીધેલું હોવાથી સમુદ્રમાં તરતા બેટની માફક આ શહેર જણાઇ આવતું હતું. કોટની ચારે બાજુએ ચાર દરવાજા અને એક નાની બારીજ આવી રહેલાં હતાં, તેમાંથી લોકોને બહાર જવા આવવાને માટે લાકડાના મજબુત પુલો ગોઠવી દીધા હતા. આવા મનોહર અને વિશાળ શહેરમાં મહાપરાક્રમી અજીતસિંહ નામે રજપુત મહારાજા રાજ્ય કરતા હતા. શહેરમાં દરબારી મહેલો, કચેરીઓ, વિદ્યાશાળાઓ, દવાખાનાં, પોલીસનાં મકાનો તેમજ મોટા શેઠ શાહુકારોની હવેલીઓ શોભી રહી હતી. શહેરની અંદર વાણીયા, બ્રાહ્મણ, કણબી, કોળી, ઘાંચી, મોચી, દરજી, કાછીયા, કુંભાર, ભાટ, ભવાયા, મુસલમાન વીગેરે અઢારે વર્ણના લોકોની ભરપુર વસ્તી હતી, જેઓ ઘણા ઉદ્યમી અને ચંચળ હતા. શહેરમાં કેટલાંક રાજ્ય તરફથી અને કેટલાંક સાહસીક વહેપારીઓના ઉત્સાહ વડે ધંધાવર્ધક કારખાનાં ચાલી રહ્યાં હતાં; વહેપારી પૂર્ણ પ્રમાણિક, મહેનતુ, તેમજ સંતોષી હોવાથી વહેપાર પણ ધમધોકાર ચાલતો હતો. વળી રાજ્ય તરફથી રૈયતના જાનમાલની સલામતીને માટે અસ્ખલિત પ્રયત્ન થતો રહેતો હોવાથી ગામમાં ચોર, ઠગારા અને લુચ્ચા લોકોનું નામ પણ નહોતું, અને તેથી આ નગરની ખ્યાતી દેશ પરદેશમાં ઘણીજ ફેલાઇ હતી. શહેરની મધ્યમાં બજારમાં વહેપારીઓ પોતાની યોગ્યતા પ્રમાણે પ્રમાણીકપણે પોતાનો ધંધો કરતા

હતા. તેઓ દરેક વાતે સંતોષી હોવાથી આનંદ માની વહેપાર ચલાવ્યા જતા હતા. મોટા મોટા નાણાવટીઓની દુકાનોમાં નાણાંની રેલછેલ થતી હોવાથી ગમે તેવા ઉદાસી માણસને પણ તે જોતાં બે ઘડી આનંદ મળતો હતો. આવા ભવ્ય શહેરની અંદર ટેકચંદ નામે વાણીઓ પોતાના કુટુંબ સાથે રહેતો હતો. કુટુંબમાં પોતે, પોતાની સ્ત્રી, બે ત્રણ વરસનો દીકરો અને છ સાત વરસની દીકરી મળી ફક્ત ચાર માણસો હતાં.

ટેકચંદનો બાપ નગીનદાસ પ્રથમ અમરપુર નામના નગરનો એક ધનવાન શેઠ હતો, પણ પ્રારબ્ધના યોગે અને લક્ષ્મીદેવીની અવકૃપાએ ગરીબ સ્થિતિમાં આવી પડયો, તેમાં વળી દેશમાં વરસાદ ન થવાથી ભયંકર દુકાળ પડયો જેથી ખાવાને અનાજ અને પાણીના પણ વખા પડવા માંડયા, અને ઢોરઢાંખર વગેરે ચોપગાં જનાવરો પણ ઘાસચારા વિના ભુખે મરી જવા લાગ્યાં. જ્યાં માણસને ખાવા નહીં ત્યાં ઢોરઢાંખરનો શો હીસાબ ! આવા ભયંકર દુકાળથી ઘણાં ગરીબ કુટુમ્બો પાયમાલ થઇ ગયાં, તેમાં આપણી વાર્તાના નાયક શેઠ નગીનદાસ પણ ધીરેલું નાણું પાછું નહીં વળવાથી પાયમાલ થઇ ગયા. અધુરામાં પુરૂં એક વખત આગે અચાનક ઘરમાં દેખાવ દીધો જેથી ઘણીખરી વસ્તુઓ અને જુજ દરદાગીના રહેલા હતા તે બળીને ભસ્મીભૂત થયા અને કેટલુંક ચોરી થવાથી લુંટાઇ ગયું. જેથી નગીનદાસ શેઠને સદાને માટે અન્નને ને દાંતને વેર થયું. એક વખત જે નગીનદાસ શેઠ કહેવાતા તે નામનાજ શેઠ રહ્યા. લેણાવાળા ફરી બેઠા, એક પાઈ પણ વસુલ ન આપી, સરકા-

૨–દરબારમાં ફરિયાદ કરવા જેવી સ્થિતિ અને આધાર ન રહ્યો, અને જે લોકોનું કરજ હતું તેઓ સખત ઉઘરાણી કરવા લાગ્યા–વારંવાર અપમાન કરવા લાગ્યા. લેણદાર લોકોને વિનય વચનોથી ધીરજ ધરવા કહ્યું, પણ લેણદારોએ ઘણો તગાજો કરવા માંડ્યો. આથી શેઠે પોતાની પાસે તેમજ પોતાની સ્ત્રીના સૌભાગ્યભૂષણ જે કંઇ જુજ દાગીના હતા તે વેચીને પણ લોકોનું થોડું ઘણું મન મનાવ્યું. પણ આમ કરતાં પોતે તો માત્ર " અલ્લા એક બદામના થઇ રહ્યા." આ વખતે ટેકચંદની વય માત્ર પંદર સત્તર વરસની હતી.

નગીનદાસ શેઠને પોતાનું અને પોતાના કુટુંબનું ભરણપોષણ કરવાને એકે આરો ન રહેવાથી જીંદગી કંટાળા ભરેલી લાગવા માંડી. જે વખતે લક્ષ્મીદેવીનો વાસ હતો તે વખતે જે અનેક મિત્રો તહેનાતમાં રહી હાજી હા કરી મફતના મલીદા ઉડાવતા હતા તે સર્વે મિત્રો અત્યારે તો જાણે શેઠને ઓળખતાજ નથી એવા થઇ ગયા. તેવા મિત્રો તરફનો આધાર તો શું પણ તેઓને આંગણે જઇ–અરે પાસે બેસી પોતાના સુખ દુઃખની વાત કરવાની કે શુભ સલાહ મેળવવાની પણ આશા રહી નહીં, પણ ઉલટા તેજ મિત્રો શત્રુરૂપ બની અનેક વિઘ્નો નાંખી મશ્કરી કરવા મંડ્યા. આથી નગીનદાસ શેઠ મનમાંને મનમાં અતિશય મુઝાવા લાગ્યા.

આ વખતે જો કે નગીનદાસ શેઠ ચોગરદમ ઉપાધિથી ઘેરાઇ ગયેલા હતા પણ સુભાગ્યે તેમની વૃદ્ધ સ્ત્રી મહાકોર ઘણી સદ્‌ગુણી, હરેલ, સુશીલ, અનુભવી, હીંમતવાન અને ડાહી હોવાથી પોતાના પતિને વારંવાર અનેક દાખલા દલીલોથી પોતાની આવી પડેલી સ્થિ-

તિનો વિચાર કરી ચિંતા ન કરવા શુભ સલાહ આપી મનનું સમાધાન કરતી. વળી મહાકોરના કરકસરવાળા સ્વભાવને લીધે તેમનો દૈભવ પ્રથમના જેવો તો નહીંજ પણ તેવા આનંદથી તે ચલાવતી હતી. પણ કહ્યું છે કે, "ધર્માપણું, સહનશીલતા, કુશળતા, મીઠો સ્વભાવ, સારા કુળમાં જન્મ એ સઘળાં વાનાં પૈસા વિના શોભતાં નથી. તેવીજ રીતે નગીનદાસ શેઠ પણ જે એક વખતં ડાહ્યા અને અનુભવી ગણાતા હતા તે આજે ગાંડા–ઘેલા, અક્કલ વગરના અને અભાગીયા ગણાવા લાગ્યા, જેથી નગીનદાસ શેઠ પોતાની આવી પડેલી સ્થિતિ ઉપર વારંવાર વિચાર કરતાં કરતાં ચિંતાના ભારથી હમેશાં દબાએલ રહેતા હતા, અને કાંઇ પણ કામ ધંધો કરતા નહીં, તેમ કરવાની સુઝ પણ પડતી નહીં. કારણકે જે શેઠ પ્રથમ હમેશાં ગાડી ઘોડે ફરતા, બોલતાં પહેલાં બોલ ઉઠાવી લેવાને જેના તાબામાં નોકરો હતા તેને પારકાં મજુરી જેવાં કામ કરવાને પણ શરમ લાગવા માંડી. જેણે ખુશામત અનુભવેલીજ નહીં, તેને તે કરવી ગમેજ ક્યાંથી ? અરે ! આવડેજ ક્યાંથી. આથી આખો દિવસ ઘરમાં ને ઘરમાં બેસી રહેતા. ઘરમાં બેસી રહેવાથી કેવું કેવું નુકશાન થાય છે તે વિષે એક કવિએ કહ્યું છે કેઃ—

## ગીતી.

ત્રણ અલાભજ પામે, જે નર ઉમર આખી રહે ગામે;
ફાટે વસ્ત્ર વધે ઋણ, ને જગમાં કીર્તિ નહીં પામે.

ખરેખર નગીનદાસને પણ એમજ થયું. કમાણીનું દ્વાર તો લક્ષ્મીદેવી રીસાયાં હતાં, ત્યારથીજ બંધ થએલું છે. માથાપર કુટુંબના

ભરણુપોષણુના ઘોડે ઘોડા ચડવા લાગ્યા છે, ઘરની જુજ મીલકત તે કેટલા દિવસ ચાલે ? મોટો સમુદ્ર ભરેલો હોય તેમાંથી પણુ આવક બંધ થતાં જાવકજ ચલુ રહે તો તે પણુ કોઇક દિવસ ખૂટી જાય, તો પછી આંગળીના વેઢા ઉપર ગણાય તેટલા રૂપીઆની પુંજી શા હીસાબમાં ! આવી કફોડી સ્થિતિમાં આવી પડેલા કુટુંબને કંઇ આધાર ન હોવાથી ચિંતામાંને ચિંતામાં શેઠનું શરીર લેવાઇ ગયું અને તેમાં- થી જીર્ણજ્વર લાગુ થઈ એકમાંથી અનેક વ્યાધિઓ પેદા થઈ, અને તે વ્યાધિએ ગંભીર રૂપ પકડયું.

એક દિવસ પોતાની પાડોશમાંથી પોતાનીજ જ્ઞાતિની એક વૃદ્ધ બાઈ પોતાની દયાળુ મનોવૃત્તિ મુજબ નગીનદાસની ખબર પુછવા આવેલી તેણે શેઠની દુઃખદ અને દયાજનક સ્થિતિ જોઇ દીલગીર થઇ ઘેર જઈ પોતાના તરૂણ પુત્રને કહ્યું અરેરે ! ભાઇ ! શા વારા ફેરા છે ! પ્રભુ કરે તે ખરૂં ! તારો તો જન્મ પણુ નહોતો તે વખતે આ નગીનદાસ શેઠ ! આહા હા ! શો તેમનો વૈભવ ! શું તેમનું ડહા- પણુ, નમ્રતા, અને ઉદારતા ! વખત હતો ત્યારે તેમનોજ હતો. આખો દિવસ આંગણામાં કેટલી બધી ગીરદી બેસવાનોએ માગ નહીં, કેટલાક સ્વાર્થી ભાઇબંધ દોસ્તદારો, સગાઓ, કેટલાક મહેરબાની મેળવવા આવનારાઓ, કેટલાક ખુશામતીયા, પેટનાં પોષણુ મેળવવા માટે ફેરા ખાનારા વિદ્યાર્થીઓ, અભ્યાગતો અને જાચકોનો સુમારજ નહીં. સવારે ચાહ પાણી વખતે આખાં તપેલાં ને તપેલાં ખાલી થતાં, સવારથી સાંજ સુધી ચુલા ઉપરથી તપેલી તો ઉતરેજ નહીં, આટલું આટલું ખર્ચ થતાં છતાં પણુ એમના મુખમાંથી નકાર તો નીકળેજ નહીં, સૌને યથાશક્તિ મદદ તો કરવીજ કરવી. સહેજસાજ મંદવાડ

જાય તો ડાકટરની ફી અને દવાના પૈસાનો હીસાબ કોણ ગણે! ડાકટર આવી સહેજ હાથ ઝાલી પાછો જાય કે તેને વીસ પચીસ રૂપીયા તો પાક્યાજ પાક્યા! અરેરે! અત્યારે એમાંનું કાંઇએ છે? સગાવહાલાં, ભાઇબંધ દોસ્તદારો સૌ ઠેકાણે ગયા, ખુશામતીયા નોકર ચાકરો જેમ "ભરેલું સરોવર સુકાયાથી બગલાં ઉડી જાય" તેમ જતા રહ્યા. આટલો આટલો મંદવાડ છતાં કોઇ ચાકરી કરવા તો શું! પણ ખબર પૂછવા એ આવતું નથી! પ્રભુ! પ્રભુ! તું કરે તે ખરૂં! જેને આટલી બધી સાહ્યબી હતી તેના ધણીને અત્યારે દવા કરવા જેટલા પૈસા—અરે ઝેર ખાવા જેટલા પૈસા પાસે નથી, પણ ભાઇ! ધન્ય છે એમની કુલીનતાને કે આટલું આટલું વીતવા છતાં કોઇને મોંઢે વરાગ સરખીએ કાઢે છે, કે કોઇના અવગુણ ગાય છે! ખાનદાની તો એનું નામ; માટે ભાઇ તું તેમને ત્યાં બે ઘડી જતો આવતો રહે તો તેમાં શું હરકત? બધાંએ માણસ સરખાં છે! આપણો વૈભવ બાદ કરતાં તેમનામાં ને આપણામાં શો ફેર છે? "ન કરે નારાયણ અને થાય તો દુશમનને ઘેર" પણ વખતે આપણીજ એવી વખત આવી પડે તો આપણને કેટલી બધી અકળામણ—ગભરામણ આવે! હું તો આજે મંદીરથી આવતાં બે ઘડી ત્યાં ગઇ હતી ત્યાં તેમને જોતાંજ મારી આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. અત્યારે ખરેખર તેમના ઘરમાં દરિદ્રતાનો વાસ છે, તેમની સ્થિતિ કરૂણામય છે. આવા વખતમાં બલા આપણે બે પૈસાની મદદ કરી હોય તો શું ખુટી જવાનું છે? આપણે હજાર પ્રકારે જાય છે તેનો હીસાબ નથી, અને તેમની આંતરડી દુવા દે. અરેરે! પણ મને તો તેઓ મદદ સ્વીકારે તેના પણ ઉમાસ લાગે છે!

માતાની આજ્ઞાનું પાલન કરનાર માતૃવત્સલ દીકરાએ કહ્યું, માજી ! આપનું કહેવું વ્યાજબી છે, તમારા કહેવા પ્રમાણે હવેથી હું તેમને ત્યાં જઇશ અને મારાથી બનતી મદદ અને આશ્વાસન કરીશ, તમારા કહેવા મુજબ વખતે આપણી મદદ ન સ્વીકારે તો તેમના ખાતે લખીને તો લેશે ! આપણું ઘણાંએ ઘરાકો ડુબાવે છે, લઇને પાછું આપતાં નથી, ત્યારે આંખો ચોળીને રહેવાય છે, ત્યારે આ તો આપણી ન્યાતના-વળી કાંઇક દુરના પણ સગા. અરે ! સગા તો ગયા પણ કહે છે કે મારા પિતાજીના સ્નેહી હતા. તો આપણી સ્થિતિ પ્રમાણે આપણે તેમને મદદ કરવી એ મારી ફરજ-મારો ધર્મ છે. સારૂં થયું જે તમે મને આ વાત કરી.

પોતાની માની વાતથી તે તરૂણ પુત્રના ઉપર જોઇએ તેવી સારી અસર થઇ. બીજા દિવસથી તેણે તેમને ત્યાં જે તે નિમિત્ત કાઢી જવા આવવાનું ચાલુ રાખ્યું. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ પરિચય વધવા લાગ્યો. નગીનદાસના કુટુંબને પણ આશ્વાસનની જરૂર હતી, તેથી "ભાવતું હતુ ને વૈદે કહ્યું" ના જેવું થયું. થોડા દિવસમાં તે તરૂણ પુરૂષ પોતાના ઘરના માણસ જેવો થઇ પડયો; કાંઇ ચીજ ભાવ તેમના ઘરમાં ન હોય તો તે પોતાના ત્યાંથી લાવી આપે, તેઓ લેવા ના પાડે તો પણ આગ્રહ કરી મુકી જાય; સવાર સાંજ આવી માંદા માણસની પાસે બેસી યોગ્ય વાતચીત કરી દીલાસો આપે. આથી નગીનદાસનું સઘળુ કુટુંબ તેની પ્રશંસા કરી આભાર માનવા લાગ્યું. વળી થોડે થોડે પાંચ, દસ, પચીસ રૂપીઆની રોકડ મદદ પણ આપવા લાગ્યો, તે તેઓ સ્વીકારવા ના પાડવા લાગ્યાથી તેમને નામે લખાને આપવા માંડી. આવક વગરનું

મંદવાડનું ખર્ચ તેથી લીધા સિવાય અન્ય ઉપાય નહોતો, તોપણ પ્રસંગોપાત માંદા માંદા નગીનદાસ શેઠ કોઈ વખત કહેતા કે ભાઈ! તમો આંખો મીંચી અમને ધીર્યા કરો છો પણ અમારી આ દશા ક્યારે વળશે કે તમારૂ લીધેલું દેવું વાળવા શક્તિમાન થાઉં! તે વખતે તરૂણ આશ્વાસન આપી કહેતો કે કાકા! દશી વીશી સૌને માથે ચાલી જાય છે; સારો અગર માઠો વખત હમેશ સરખો રહેતો નથી. વળી "બાળા તેને શા દકાળા" એ કહેવત આપનાથી અજાણી નથી. કાલે પ્રભુ સારો દિવસ દેખાડશે એટલે સૌ સારાં વાનાં થશે, એમ કહી માંદા માણસના મનનું સમાધાન કરતો. જ્યારે તરૂણ પુરૂષ આવી રીતે મદદ કરતો રહ્યો, ત્યારે બીજી તરફ તેમનાં માતાજીએ પણ જવા આવવાનો મહાવરો ચાલુ રાખ્યો હતો અને તેથી દુઃખી કુટુંબને સુખ દુઃખની વાત કરી હૃદય ખુલ્લું કરવાનું ઠેકાણું જડયું અને તેથી આ કુટુંબો વચ્ચે ધાઢી મિત્રાચારી બંધાઇ. આ પરોપકારી અને સુશીલ પુરૂષનું નામ છબીલદાસ હતું.

નગીનદાસના મંદવાડે દિન પ્રતિદિન ગંભીર રૂપ પકડવા માંડયું, અને જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ શરીર સુધરવાને બદલે ઉલટુ વધારે બગડવા લાગ્યું, અને થોડીજ મુદતમાં પથારીવશ થયા, ખાટલામાંથી ઉઠવાની શક્તિ પણ રહી નહીં, અનાજ ખવાતુ બંધ થયું. આ વખતે છબીલદાસે પણ મહેનત અને મદદ કરવામાં બાકી રાખી નહીં. આ વખતે એકાદ અનુભવી વૈદની સલાહ લેવાની જરૂર જણાતાં વૈદને બોલાવ્યો અને દવાપાણી ચાલુ થયાં. વૈદ્યને પૈસા તો આપવા જોઇએ પણ આ ગરીબ કુટુંબની પાસે પૈસા નહીં હોવાથી

છબીલદાસે પોતાના તરફથી બારોબાર વૈદ્યનું મહેનતાણું આપવાની ગોઠવણ કરી અને "આતો પરમાર્થી વૈદ્યરાજ છે. કોઈની પાસેથી પાઇ પણ લેતા નથી." કહી વાત ઉડાવતો, પણ ઈશ્વરના ઘરના બનાવ આગળ માણસનું શું જોર છે! વૈદ્ય રોજ બે ત્રણ વખત આવી દવા કરતો, વારંવાર દવા બદલી બદલીને આપતો, પણ રોગથી કહો, કે ચિંતાથી કહો, અથવા તેમનાં બૈરી છોકરાંના દુર્ભાગ્યે કહો, પણ દિવસે દિવસે નગીનદાસ શેઠની માંદગી ઘટવાને બદલે ઓર વધવા માંડી. આખરે સૌ કોઇએ બચવાની આશા છોડી દીધી. નગીનદાસ શેઠના મનમાં પણ મરણ ઢુંકડુ આવ્યું જણાયું, તેથી પોતાના જુવાન પુત્ર ટેકચંદને પાસે બોલાવી છબીલદાસના હાથમાં હાથ આપી સજળ નેત્રે કહ્યું–ભાઇ છબીલદાસ! મને મારો અંતકાળ પાસે આવ્યો લાગે છે, જો કે મરણ કોઇને છોડતુ નથી; આવ્યું તે જવાનું, જન્મ્યું તે અવશ્ય મરવાનુંજ છે; કોઇનો દેહ અમર રહ્યો નથી–રહેતો નથી, અને રહેવાનો પણ નથી; જેથી મરણ બાબત મને લગારે લાગણી નથી, પણ આ મારો ટેકચંદ અને તેની મા અત્યારે નિરાધાર તો છે અને મારા જવાથી તેમને "પડયા ઉપર પાટુ અને દાઝયા ઉપર ડામ" જેવું લાગશે, પણ તેનો ઉપાય નથી, કારણકે બહુ દુઃખીયાને દુઃખ નહીં, અને બહુ રણીયાને રણ નહીં, તેની પેઠે અમારાં કાળજાં તો દુઃખ ભોગવી ભોગવીને કઠણ વજ્રમય બન્યાં છે. પ્રભુ ગમે તેટલું દુઃખ નાંખે તોપણ તે ગણવાનાં નથી. અમારે દુરનાં કે અડીનાં સગાં છે તો ઘણુંય, પણ અત્યારે કોઇ નથી. સગાંમાં, વ્હાલામાં, મીત્રોમાં, મુરબ્બીઓમાં જે ગણીએ તે આ વખતમાં તમેજ છો, તમારો આભાર અમારાથી ભુલાય તેમ નથી, તમને વધારે વધારે

શરમમાં નાંખી મીઠા ઝાડનું મૂળ કાઢવા જેવું કરવું તો નજ જોઇએ, તેમ છતાં આ રંક કુટુંબ ઉપર અત્યંત મમતા રાખો છો તેથી કહું છું કે આ ટેકચંદની બાલાશ રાખજો તેને અમુઝાવા દેશો નહીં. તેણે કામ ધંધો કર્યો નથી, તેમજ માહીતગાર પણ નથી, માટે તમો મોટું મન રાખી ધંધે વળગાડજો. આ મારાં સ્ત્રી પુત્ર તમને સોંપુ છું તેમની બાલાશ રાખજો, વધારે શું કહું. મારો શ્વાસ રૂંધાય છે, જીવ ગભરાય છે, એમ કહી ખાટલામાં પડયો. વળી થોડીવારે આંખ ઉઘાડી ટેકચંદના સામું જોઇ તેને કહ્યું ભાઇ! આથી પણ વખતે બુરી દશા આવે તોપણ હીંમત છોડી કુમાર્ગે જવાની વૃત્તિ કરીશ નહીં, હમેશાં છબીલદાસભાઇને પુછીને વાત કરજે, તારી માના તથા તેમના કહ્યામાં રહેજે, ગમે તેમ થાય પણ નાત જાત અને કુલીનતા છોડીશ નહીં. જો ભાઈ સિંહપુત્રોનો એવો ટેક છે કે ગમે તેટલા અપવાસ થાય તો તે વેઠે પણ ખડ–ઘાસ ખાવાની વૃત્તિ કરેજ નહીં. તારૂં નામ પણ ટેકચંદ છે માટે નામનું સાર્થક કરજે, એજ. વધારે કાંઇ કહેતો નથી–કહેવાનું છે પણ નહીં, પણ મારી આ છેલ્લી શીખામણ પ્રમાણે ચાલીશ તો સુખી થઇશ. મારો કહેવાનો ધર્મ છે તે પ્રમાણે મેં કહ્યું છે હવે તે પ્રમાણે વર્તવું ન વર્તવું એ તારી ખુશીની વાત છે. આટલું બોલતાં બોલતાં તેમની આંખે અંધારાં આવી ગયાં, શ્વાસ ચાલવા માંડયો, જીભ ટુંકાવા લાગી, હાથ પગમાંથી ગરમી ઓછી થઇ ટાઢા પડવા માંડયા, જેથી ઘરમાં સરવે ગભરાવા લાગ્યાં સર્વેના નેત્રમાં પાણી ભરાયાં. કોઈનામાં બોલવાની હિંમત ચાલી નહીં. એટલામાં વળી નગીનદાસની આંખ ઉઘડી, ભાન ઠેકાણે આવ્યું, પાણી માગ્યું. પાણી પાયું, એટલે છબીલદાસે હૈયું કઠણ કરી માથે હાથ

મુક્ષાને કહ્યું કાકા! તમે કોઇની ફીકર કરશો નહીં, પ્રભુ દીનદયાળ છે, ભુખ્યો ઉઠાડે છે પણ સુવાડતો નથી, સૌનુ તગદીર પોતપોતાની પાસે છે. માટે હવે કોઇનામાં જીવ નહીં રાખતાં પ્રભુનું સ્મરણ કરો, શ્રીજીબાવાનું નામ દો, કે તે અંતકાળે સહાય કરે. એમ કહી દીલાસો આપ્યો. છબીલદાસના બોલવાથી જાણે તેમના મનમાં ધીરજ આવી હોય તેમ મોંઢેથી શ્રીજીબાવા આચાર્યજી, મહાપ્રભુજી ગોરધનનાથ, રણછોડરાય, વિગેરે મંગળકારી નામો ઉચ્ચારવા લાગ્યા. આવી સ્થિતિમાં બે દીવસ રહ્યા તેટલામાં જાણે સર્વ ઉપાધીથી પોતે મુક્ત થઇ ગયા હોય તેમ પ્રભુના નામનો જાપ કરતાં કરતાં સર્વ જંજાળ છોડી સ્ત્રી અને પુત્રને નિરાધાર મુકી અંતકાળ વખતે પાસે બેઠેલા સર્વ મનુષ્યોને જયશ્રીકૃષ્ણ, જેગોપાળ કરી બોલતાં બોલતાં આ ફાની દુનિયાનો સદાને માટે ત્યાગ કર્યો–ગુજરી ગયા !! લોકો પણ દીલગીર થઇ કહેવા લાગ્યા કે અરેરે બીચારા ક વખતના ગુજરી ગયા!

# પ્રકરણ ૨ જું.

## દુઃખ ઉપર દુઃખ અને વૈરભાવી સગાં.

ગરવી ગુજરાત ! તારાં શાં વખાણ કરૂં ! અહા હા, તારાં સંતાન કેવાં સ્વદેશ વત્સલ, સુશીલ, અને સમયપર વૈરભાવ પણ ભુલી જઇ એક તનમય બની જાય છે ! આ જોઇ પરદેશી પરધર્મિ મનુષ્યો ભુલાવામાં પડી ગુજરાતીઓ ઐક્યતાવાળા-સંપીલા છે એમ અનુમાન કરે તેમાં શી નવાઇ !

ટેકચંદના પીતા નગીનદાસના શબને જ્ઞાતિના તથા સગા અને મહેલ્લાના લોકોએ આવી અહીંથી તહીંથી લાકડાં વાગેરે સામાન લાવી નનામી-ઠાઠડીમાં પધરાવી પોતાની ખાંધે ઉપાડી સ્મશાનમાં લઇ જઇ દહન કર્યું. જે લોકો તેમને અપમાન કરતા તેમણેજ વગર બોલાવે આવીને મૃતકકાર્ય ઉકેલ્યું. આપણા હીંદુઓ તેમાં વિશેષે કરી વણિકો આવા પ્રસંગે દુશ્મનાઇ રાખતા નથી એજ ગુણ અપૂર્વ છે.

મસાણ કાંઠે એક તરફ કાષ્ટવત દેહ અગ્નિમય બનવા લાગ્યો ત્યારે બીજી તરફ સ્મશાનમાં આવેલા લોકોમાંથી કેટલાક તમાકુના કુચા મોંઢામાં ઘાલીને ખાતા ખાતા તો કોઇ બીડીઓ પીતા પીતા

વાતોના તડાકા મારવા મંડયા. જે વૈશ્નવ વણીકો અમુક પોતાના સગાનું મરણ સાંભળતાં તુરતજ અભડાઇ જાય છે, અને નાહ્યા સિવાય પાણી તો શું પણ મોડામાંનું થુંક પણ ગળતા નથી, તેઓ આ વખતે તમાકુ ખાય, બીડીઓ પીએ, તેની કાંઇ પણ આભડછેટ ન ગણાય એ સુધારાની પરિસીમા યાતો વીસમી સદીની નવી નવાઇ નહીં તો બીજું શું !

એક તરફ આમ તમાકુખાઇનો ઓરફુટો થાય છે અને બીજી તરફ વાતોના ઝપાટા ચાલે છે. કોઇ ગામની, ઘરની, ન્યાત જાતની, નિંદા ચાડી કરવા લાગ્યા, તો કોઇ એક બીજાનાં વખાણ, ખુશામત અને બડાઇઓ હાંકવા લાગ્યા, કોઇ મર્હુમના ગુણ અવગુણનો મુકાબલો કરવા લાગ્યા, તો કોઇ જુવાન પણ જ્ઞાનહીન ગણાએલા બાળક જેવા ટેકચંદની દયા ખાવા લાગ્યા. એક તરફ સર્વ કોઇને મુઆ પછી આ દશા થવાની છે, એમ કહી સુકર્મો કરવાની સુચના કરવા લાગ્યા અને કેટલાકો પોતાની પણ આ દશા થશે એમ જાણી શોકમય બની વૈરાગ્યવૃત્તિ ધારણ કરી સર્વ ઉપાધિઓથી મુકત થયા હોય તેમ દેખાવા લાગ્યા. કોઇ નગીનદાસની પ્રાચીન અર્વાચીન સ્થિતિનું વર્ણન કરી બુદ્ધિમાં, અનુભવમાં, આવડતમાં, વહેવારમાં કંઇ કંઇ ભૂલો કાઢી તથા પોતાની બાબતમાં અનેક પ્રકારની ફુલાસો મારી ચેષ્ટા કરવા લાગ્યા. કોઇ આશ્રિત પોતાના સહાયભૂત થયેલા વિદ્વાન અને અન્નદાતાની આવી, આવી પડેલી સ્થિતી અને મરણ જોઇ ખેદ કરવા લાગ્યા, કોઇ અગાડીના વખતમાં પોતાને નગીનદાસના હાથે જાણે અજાણે થયેલા નુકશાનને સંભારી વેર વાળવાનો લાગ મળેલો જાણી આનંદ પામવા લાગ્યા. એમ સૌ જુદા

જુદા વીચારો કરી વખત ગાળવા લાગ્યા, ત્યારે બીચારો ટેકચંદ "ઓ મારા બાપરે" કરીને પોકે પોકો મુકી રોવા અને ગભરાવા લાગ્યો. તેને કેટલાકો દીલાસો આપી તેના મનનું સાન્ત્વન કરવા મંડયા. થોડીવારમાં કાષ્ટવત્ શબ ભસ્મીભૂત થઇ ગયું એટલે તમામ લોકો સ્નાનાદિક કરી ટેકચંદ સાથે તેના ઘેર ગયા. ત્યાં જેમને જેમ ઘટે તેમ થોડીવાર બેસી દીલાસો દઇ સૌ સૌને ઘેર ગયા.

બીજા દીવસથી આસપાસનાં સગાં સ્નેહી ન્યાતીલાઓ પાથરણે બેસવાના બહાનાથી આવવા જવા લાગ્યાં અને જેમ જેને ઘટે તેમ વાતમાં કારજ કરવાની સલાહ અને સૂચના કરવા લાગ્યાં. ટેકચંદને તથા તેની માને તો "પડયા ઉપર પાટુ અને દાઝયા ઉપર ડામ" જેવું થયું. ઘરનો માંદો માંદો પણ શીરછત્ર અને સલાહકાર ગયો. તેમાં વળી આજ ખાધુ તો કાલના ઉધારા જેવું મૂળથીજ છે. તેમાં વળી આ કારજનો મોટી ન્યાતનો હજાર રૂપીયાનો બોજો શીરપર આવી પડયો. ટેકચંદ સર્વને એમજ કહેતો કે મુરબ્બીઓ! હાલ આટલું ખર્ચ ઉપાડવાનો મારો વખત નથી. હજાર રૂપીઆતો શું? પણ હજાર પાઇઓ વાપરૂં એટલીએ મારી શકતી નથી. પ્રભુ વખત આપશે તે વખતે કરીશ. એમ ટેક લઇ બેઠો પણ આ કહેવું ઝાઝો વખત ટકી શકયું નહીં. ટેકચંદનો ટેક તુટી પડવા માંડયો, પાસેનાં સગાં ઘરમાં પેશી કહેવા લાગ્યાં કે "બાપનું બારમુ અને પાડોશીની જમીન ફરી ફરી આવનાર નથી" એમ કહી ચડાવવા લાગ્યાં. વળી તારા બાપે આવાં આવાં મોટાં જમણવાર કર્યા છે અને આ વખતે તું નહીં કરે તો સર્વને માથે પાણી ફરી વળવાનું! એમ સૂચના કરવા લાગ્યાં. કોઇ તો પોતાની પાસે ન હોય તો વહાલી જણસ કે

જાત વેચીને પણ બાપનું બારમું કરવું પડે એમ કહેવા લાગ્યાં. એક બટકબોલી બાઇ કહેવા લાગી કે ઘણા દીવસ ન્યાતમાં જમ્યા છે, તો આ વખતે જમાડે તેમાં કોને ન્યાલ કરે છે! કોઇ દહાડો એને ઘેર ન્યાતે એંઠા હાથ કર્યો છે? બાઈ બોજાઇ મરી ગયાં એતો જાણે જુવાન હતાં. આ બાપ તો જુવાન નથી? બાપ મરી ગયો તેનું બારમુએ નથી કરવું! અને ન્યાતમાં મોટા શેઠ થઇને જમવા આવવું છે! વખત નથા તો ભોગ એના! કોઇ શું કરે? કોઇએ વખત લઇ લીધો છે? એમ કહી ટેકચંદ અને તેની મા સાંભળે તેમ પાછળ બબડવા લાગી. આવાં આવાં મહેણાં અને તિરસ્કાર ઘરમાં બેઠેલી યુવાન વહુ કે જે પોતાના સસરાના મરણને લીધે ત્યાં આવેલી હતી તેણે તથા તેની વિધવા સાસુ મહાકોરે સાંભળ્યાથી તેમને ઘણી લાગણી થઇ આવી. પણ આ વખતે સાંભળ્યું ન સાંભળ્યું કરી કોઇ કાંઈ બોલ્યાં નહીં. પણ હવે ટેકચંદની ગભરામણનો તો કાંઇ પાર રહ્યો નહીં.

ટેકચંદની વહુ સુંદરવહુ જેણી પોતાના સસરાની દુઃખદ સ્થિતિને લીધે ઘણું ખરૂં પોતાના પીયર રહેતી હતી, તે પોતાના સસરાના મરણના સમાચાર જાણી તુરતજ પોતાની પાસે પોતાના સસરા તરફના અને પોતાના પીયરના જે કાંઈ દાગીના હતા તે વખતસર કારજપર કંઇ આધાર ન હોય તો કામ લાગે એમ સમજીને પોતાની સાથે લઇ તુરતજ આવી પહોંચી હતી. તેણે પણ લોકોનાં ન્યાતીલાઓનાં મહેણાં ન સાંખી શકાયાથી ગમે તેમ કરી કારજ કરવું એમ સંકલ્પ કર્યો, અને પોતાના પતિને તેમજ સાસુને પોતાનો વિચાર જણાવી તમામ દાગીના રજુ કર્યા અને તે વેચતાં ખુટતા

રૂપીયામાં ઘર ગીરો મુકીને પણ પોતાના સસરાના નામને છાજતું જમણવાર કરવાનું સૂચવ્યું.

દીવસો ઉપર દીવસો જવા માંડયા. સાત આઠ દીવસ થતાં સુંદર વહુના દાગીના વેચ્યા અને છબીલદાસભાઇના રૂ. ૨૦૦ બસે દેવા હતા તે તથા રૂ. ૩૦૦ ત્રણસે આ વખતે રોકડા લઇ પાંચસો રૂપીયામાં ઘર ગીરો મૂકયું. રૂપીયા આવ્યા કે તુરતજ ઘી, ગોળ, ખાંડ, સાકર, ખરીધાં; ચોખા દાળો તૈયાર થઇ; આટા, મશાલા, દળાવા લાગ્યા; તમામ તૈયાર થયું કે તુરતજ બીજે દીવસે ન્યાતીલાઓને ભેગા કરી ન્યાતની રજા માગી. ન્યાતીલાઓમાં કેટલાક રજા આપવા તૈયાર થયા, કેટલાક ના કહેવા લાગ્યા. આથી થોડો વખત ગરમાગરમ તકરાર ચાલી. ટેકચંદ બે હાથ જોડી ન્યાતીલાઓને આ વખતે રજા ન આપવાનું કારણ પૂછતાં ખુલાસો થયો કે અગાઉની જે ન્યાત બાકી છે, તે પ્રથમ જમાડે તે પછી આ ન્યાતની રજા મળશે. કેટલાક અગાઉની ન્યાત જમવા ના પાડવા લાગ્યા; અને કેટલાક હા કહેવા લાગ્યા. આથી થોડો વખત ગરમાગરમ તકરાર ચાલી, જેથી ટેકચંદ બહુ વિસ્મય પામ્યો. કઇ ન્યાત બાકી રહેલી છે તે પૂછતાં ખાનગીમાં છબીલદાસેજ તેને સમજાવ્યો કે લગભગ દશ વરસ ઉપર અત્રે કોલેરાનો દુષ્ટ રોગ ફાટી નીકળ્યો હતો તે વખતે તમારા એક સત્તર અઢાર વરસના યુવાનભાઇ અને ભોજાઇ તેનાં ભોગ થઇ પડયાં હતાં. આ વખતે તમારા એકલાને ઘેર કોલેરા આવ્યો નહોતો પણ ગામમાં અનેક માણસોને લઇ ગયો હતો, તે વખતે તેમનું કારજ કરવાને તમારા પિતાજી તૈયાર હતા પણ કોલેરાના ત્રાસથી અને જુવાનનું કારજ ખાવું વ્યાજબી નથી આવા વિચારથી લોકોએ ન્યાતો ફરવાની ના પાડેલી હતી, અને ત્યાર પછી તમારી

દશા બગડતી ચાલી. તેથી તેમજ તમારા પિતાની શરમથી કોઇએ આ વાત ઉપાડેલી નહોતી; ભાઇ તમારે એકલાને ત્યાંજ નાત બાકી છે એમ નથી પણ ઘણા જણને ત્યાં બાકીમાં ચાલે છે. કોને ત્યાં બાકી છે અને કોને ત્યાં થઇ છે તેની ગણત્રી પણ નથી; પણ તમોએ આ તમારા ભાઇઓ (મામાના, માશીના, ફોઇના, કાકાના દીકરાઓ) જેઓ તમારી જોડમાંજ બેઠા છે તેમની સલાહ લીધા સિવાય આ સાહસ કર્યું તેનું આ ફળ છે. અને સર્વ કોઇ પગે કમાડ ઠેલી તમારા કાર્યમાં વિઘ્ન નાંખી સંતોષ પામશે; આ વિઘ્નસંતોષી સગાઓ તમારા સામા પક્ષવાળાને ઉસ્કેરી તમને નુકશાન કરાવવા તૈયાર થયા છે; અને એવા દેશદ્રોહીઓ તમને હરેક રીતે કનડવા માટે આ તદ્બીર કરે છે. દેશદ્રોહીઓ એવીજ વૃત્તિવાળા હોય છે તેના માટે એક કવિએ કહ્યું છે કે:—

> ભર્યું પોતાનું પેટ, પછી બીજાનું ફુટો;
> ભર્યો નીજ ભંડાર, પછી બીજાના લુંટો.
> પોતે પીધું પાણી, બીજો તરસે છો મરતો;
> પોતે કહ્યું તે સત્ય, માર્ગ બીજાનો નરતો,
>
> છે દેશદ્રોહી એવા બહુ; દેશહિતેચ્છુ રૂપમાં;
> હાનિકર રૈયત રાજ્યને, નાંખે અંધા કૂપમાં.
> પોતાને મળી નારી, બીજા કુંવારા મરજો;
> પોતાને મળ્યું ધન, બીજા ભીખારી ફરજો.
> પોતાની રહે વાત, બીજાની ઉડી જાજો,
> પોતાની થઇ કીર્તિ, બીજાની અકીર્તિ થાજો.

મતી એજ દેશદ્રોહી તણી, ચાલી જાયે સર્વદા;
ઉપદેશ એમનો આંધળો, રાજ પ્રજાને દુખદા.

તેની માફક આ જેઓ તમારા હિતેચ્છુના રૂપમાં બગભગત પ્રમાણેના વિઘ્નસંતોષીઓ-દેશદ્રોહીઓએ તમને હરેક રીતે હેરાન કરવાની તદબીર રચી છે, તેઓ અત્યારે ગમે તેમ બોલે પણ તે સાંભળવામાં બહેરા થઇ સઘળું સહન કરી આવેલો અવસર કાઢવામાંજ સારૂં છે. તમે જઇને ન્યાતના પટેલોને નમ્રતાપૂર્વક અરજ કરો અને જો તેમના મનમાં દયા આવે અને આ જુવાનનું કારજ કે જે મસાણના લાડુરૂપ ગણાય છે તે ખાવાનું માંડી વાળે અથવા મુલતવી રાખે તો તેમની ઉદારતા-મોટું મન ગણાય, અને છેવટે ન જ માને તો આટલું તેમ તેટલું વધારે. હજારનો સવડ થશે તે સાથે બસોનો વધારે કરીશું. એવી રીતે શીખામણ અને સલાહ આપી પંચના પટેલો જે બારણે બેઠેલા હતા તેમની પાસે મોકલ્યો. તેણે ત્યાં જઇ પાઘડી ઉતારી બે હાથ જોડી પગે લાગી થયેલી ભૂલની માફી માગી, અત્યારે આવેલા અવસરની ન્યાતની રજા આપવા પ્રાર્થના કરી. વળી વધારામાં કહ્યું કે ન્યાત માબાપ છે મારાં ભાઇ ભોજાઇના કારજની ન્યાત ગમે તે કારણથી રહી ગઇ હોય તોપણ હાલ મારી શક્તિ ઉપર વિચાર કરી દયા લાવી માંડી વાળવા અગર મોકુફ રાખવા કૃપા કરો આવેલા અવસરની રજા આપશો તો ઉપકાર માનીશ. એટલું કહેતાં કહેતાં તેનાં રોમાંચ ખડાં થયાં, શરીરમાં કંપારી છુટી, આંખોમાં પાણી આવ્યું, ગરીબાઇના દુઃખનો અત્યારે ખરેખરો અનુભવ થયો; રૂઢી દેવી ઉપર નિશ્વાસ નાખ્યો. છેવટે હૈયોને દયા આવી, લાડુના ઉપાસકોનાં મન પીગળ્યાં અને એક

દીવસ લાડુ ખાવાના ઠરાવી આવેલા કારજની રજા આપી. કેટલાક શોકમય બની ઘેર ગયા. વયોવૃદ્ધ અને સમદ્રષ્ટિવાળાઓની અંતર-વૃત્તિમાંથી આવી કઢંગી રૂઢીયો પ્રત્યે તિરસ્કાર–ધિક્કારના ઉદ્દગાર નિકળવા લાગ્યા, અને જુવાન કે વૃદ્ધનું મરણ પણ ન ગણનારાઓ લાડુજ ખાવામાં સંતોષ માનનારા ક્રોધની નજરે જોવા તથા બડબડવા લાગ્યા. એટલુંજ નહીં પણ ધીક્કારનો વર્ષાદ વરસાવવા લાગ્યા. બેશક જ્યાં એવી કઢંગી રૂઢીઓ હોય અને "કીસીકા ઘર જલે કીસીકા પુત મરે તો બંદા ખાવે ઔર તાપે" એવી વૃત્તિવાળા આગેવાનો હોય તેમને એકવાર નહીં પણ લાખો કરોડોવાર ધિક્કાર, ધિક્કાર, અને ધિક્કાર છે.

નગીનદાસના અગીયારમાને દીવસે સગાં સબંધીને જમાડયાં, અને બારમાના દીવસથી તેમનું કારજ ચાલુ થયું. બારમા ને તેરમાનું કારજ જમાડવાની ધાંધલમાં દીવસો જવા માંડયા. વિઘ્નસંતોષી જનોને વેર વાળવાનો અચ્છો તડાકો પડયો. ઘી, ગોળ, સાકર વગેરે સામગ્રી જેમ તેમનાથી વપરાય તેમ વાપરવા માંડી. બિગાડ કરવામાં કાંઇ બાકી રાખ્યું નહી. તોપણ બિચારો ટેકચંદ આંખ આડા કાન કરીને જોઇ રહ્યો. ચૌદમાને દીવસે ખાંડના લાડુનું જમણ કરાવ્યું અને બરાબર સાંજના પાંચ સાડાપાંચના અરસામાં ન્યાતીલાઓને જમવાનું આમંત્રણ કરાવ્યું. ન્યાત ભરાવા લાગી. એવામાં પરગામનો સાથ કાણે આવ્યો. ઘરનાં અને પાડોશીઓનાં બૈરાંને કામ જાગ્યું. દેશચાલ–ન્યાતના રિવાજ પ્રમાણે તમામ બૈરાં છાતી અડધી ઉઘાડી રાખી કુટવા મંડી પડયાં. એક તરફ ન્યાત જમવા બેઠી અને બીજી તરફ કુટવા કુટવાનું શરૂ થયું. એક તરફ લ્યો લાડુ, લ્યો શાક, લ્યો

બજીઆં તમારે, એમ ઉપરાઉપરી પીરસનારાઓના પોકાર પડવા માંડયા, ત્યાં બીજી તરફ કુટવાના કરૂણાજનક પોકારો ચાલુ થયા. સામસામાં બૈરાંઓ આગળનાંને તથા પાછળનાંને, મુએલાંને તથા જીવતાં સર્વને સંભારી સંભારીને કુટવા અને રોવા લાગ્યાં. બીજી તરફ જમતાં જમતાં રસોઇની તારીફ થવા લાગી; કોઇ તેને વખોડવા લાગ્યું, તો કોઇ ટેકચંદને તો કોઇ છબીલદાસને હોંશીલા ગણવા લાગ્યું; આવો તમાસો જોઇ એક યુવકે આ કઢંગી રૂઢીના ફારસરૂપ નીચે મુજબ મનમાંજ ગાવા માંડયું:—

## મનહર છંદ.

એક બાજુ પત્રાળીઓ પીરસાવી બેઠા બધા,
બીજી બાજુ નારીઓની પાછળ રૂએ છે નર;
એક બાજુ ખાવાના સાબડકા જોરેથી ઉડે,
બીજી બાજુ ધડાધડ નારીઓની છાતી પર.
એક બાજુ આનંદની વાતો થાય ખાતાં ખાતાં;
બીજી બાજુ હાય વોયના વિલાપો ખરેખર.
કહે નીલકંઠ હું તો બાળી ભ્રમણામાં પડયો,
આ તે છે આનંદનો કે મરણનો અવસર.

એવી રીતે મરણાનંદનો અવસર ઉજવાયો. ન્યાતીલાઓ, સગાંઓ સૌ સૌને ઠેકાણે ગયાં. વાસણકુસણ–જણસભાવ જેનાં તેનાં લાવેલાં પહોંચાડવાની પણ કોઇને દરકાર રહી નહીં. કહેવત છે કે “માંડવો બાંધવા સૌ આવે પણ છોડવા કોઇ ન આવે” એનો આજે પૂરેપૂરો અનુભવ થયો. બીજે દીવસે છબીલદાસ અને ટેકચંદે મળી ન્યાત પરન્યાતનાં વાસણકુસણ પહોંચાડવાની ગોઠવણ કરી, એક બે વાસણો

ખોવાએલાં પણ જણાયાં તેથી તેને બદલે ઘરનાં આપીને પતાવ્યું. પછી કારજ ખર્ચનો હીસાબ કીધો તો ખર્ચનો આંકડો ખાસો રૂ. ૭૨૫) સાતસેં પચીસનો થયો. આ આંકડો જોતાંજ ટેકચંદ દબકી ગયો અને ધાર્યા કરતાં ખર્ચ બહુજ વધી ગયાથી પસ્તાવા લાગ્યો. ઘરમાં જે રૂપીઆ હતા તેથી જેનો તેનો હીસાબ ચુકવતાં છેવટે સવાસો દોઢસોના શુમારે દેવા રહ્યા. આ દેવાનો જવાબ શી રીતે દેવો, શી રીતે ચુકવવું તેનો મોટો વિચાર થયો. ઉઘરાણીઓ ઉપર ઉઘરાણી થવા લાગી. તેમાં જે સગાંસંબંધીનું દેવું હતું તેઓ તો ઘણીજ સખતાઈ કરવા લાગ્યાં. ઘરમાં પૈસાનો સવડ ન હોવા છતાં જમણવાર કરી જશ લીધો તેથી અદેખાઓનું અંતર બળવા લાગ્યું. તેઓ જેને તેને ઉંધી સલાહ આપી પાસે રહી તિરસ્કાર કરાવવા લાગ્યા, ન્યાતના લોકો પણ તેમાં સામેલ થયા. છબીલદાસની પાસે નાણાંનો સવડ ન હોવાથી લાચારી સાથે જોઇ રહ્યો, તોપણ કેટલાકોને ઘરખાનગી પોતે જામીન થઇ આકરૂં વ્યાજ આપવાનું કરી ખત લખાવી આપ્યું અને તેમના મનનું સમાધાન કરીને આ કટા-કટીનો વખત કાઢ્યો.

જેમ જેમ દીવસો ઉપર દીવસો જતા ગયા તેમ તેમ ટેકચંદની દમણગતી ઘટવા ને બદલે ઓર વધવા લાગી. ગુર્જરભૂમીના કઢંગા રિવાજને લીધે પોતાની આવી પડેલી કરૂણાજનક ગરીબાઇના દુઃખદ ઉભરા ડોસાના મરણ અવસરે રોઇ કુટીને કાઢવાના આવેશમાં ડોશીએ છાતી માથાં કુટેલાં તેથી તેમને માથાનું દરદ લાગુ થયું અને તે સાથે જીર્ણજ્વર લાગુ થતાં બંને કાને બહેરાં થયાં, આંખનું તેજ ઘટી ગયું; એટલુંજ નહીં પણ તે સાથે ક્ષયરોગ લાગુ થયો. અનાજ

ખવાતું નહીં, અને દવા ખાવાની સાફ ના પાડી. ટેકચંદ, સુંદરવહુ અને છબીલદાસ પોતાથી બનતી ચાકરી કરવા લાગ્યાં, તોપણ આ કમભાગ્ય દંપતીના નશીબના યોગે કહો, કે આ વિકટ જંજાળમાંથી મુક્ત થવાના કારણે, અથવા પોતાના પતિના વિરહથી સ્વર્ગમાં વધારે સુખ માનવાથી, ડોશીએ પણ ટુંક મુદ્દતમાં દેહ છોડયો. કહ્યું છે કે "ઘા લાગ્યો હોય તે ઉપરજ ઠોકરો વાગે છે," ખાવાનું ન હોય ત્યારેજ ભુખ વધે છે, દુર્બળ થયા ત્યારે શત્રુ પેદા થાય છે, માટે કર્મ ફરે એટલે સઘળી વિપત્તિઓ આવી પડે છે. તેવીજ રીતે બાપના કારજને ગયે પૂરા છ માસ પણ થયા નથી એટલામાં આ ડોશીના કારજનો બોજો આવી પડયો. પાસે નાણાનું ઠેકાણું નહોતું. હોય પણ કયાંથી! છબીલદાસને પણ આ વખતે કહેવાય તેમ નહોતું અને ન્યાત ન કરે તો ન્યાતીલાઓ સગાંઓ મળીને ન્યાતબહાર મૂકવાની વેતરણમાંજ હતાં. આથી બીચારો ટેકચંદ અત્યંત ગભરામણમાં આવી પડયો. છેવટે સુંદરવહુની સલાહથી એક શાહુકારને ત્યાં ગુમાસ્તી રહેવાનું કબૂલ કરી ચાર વરસના રૂ. ૨૦૧) બસેં એક અગાઉથી લાવ્યા અને બાકીની પોતાના પીયરમાં જે પલ્લાની થોડી ઘણી રકમ રહેલી હતી તે લાવી કારજખર્ચ કરવાનું આરંભ્યું. તેરમાના દીવસે સામા પક્ષના કેટલાક લોકોએ ખાનગી મળી મસલત ચલાવી ઠરાવ કર્યો કે ન્યાતમાં કુબુદ્ધિચંદ અને કપટચંદનો કાકો ગુજરી ગયો છે તેની તેણે ન્યાત કરી નથી, માટે જો તે ન્યાતમાં જમવા આવે તો તેને ઉઠાડી મૂકવા અને જો ન ઉઠાડી મૂકે તો આપણે જમવું નહીં. આ ખબર ટેકચંદને કાને આવતાં તેણે છબીલદાસને કહી. આખરે ન્યાત જમવાનો વખત થયો, પંગત ભરાઇ

બેઠી, રસોઇ પીરસવાની ચાલુ કરી જમવાની તૈયારી કરે છે, એટલામાં એક નિર્લજ લાલ સાહેબ કુબુદ્ધિચંદ અને કપટચંદને ઉઠાડવા ગયા. કેટલાક સમદૃષ્ટિવાળા જનોને આ કામ નીતિવિરૂદ્ધ લાગ્યું; તેથી તેને વિવેકની રીતે ઠપકો દેવા લાગ્યા. આથી તે દુષ્ટને માઠું લાગ્યું અને જમવાનું પડયું મૂકી રીસાઇને પોતાને ઘેર ગયો; તે ઘેર ગયો તેની સાથે તેનાં સગાસંબંધીઓ મિત્રો વિગેરે પાંચ પચાસ જણ ઉઠી ચાલતા થયા. આથી અંદર અંદર ખૂબ ધમાચકડી ચાલી, ગાળોના વરસાદ વરસવા લાગ્યો. ગરીબ બીચારો ટેકચંદ તે દુષ્ટ લોકોને કરગરવા લાગ્યો પણ નગારખાનામાં તતુડીનો અવાજ કોણ સાંભળતુ હોય? એકને મનાવા જતાં બીજો રીસાઇ જાય. આ લડાઇમાં કેટલાક જણને માર પણ પડયો, કેટલાકના લોટા ઢોળાઇ ગયા અને કેટલાકનાં પતરાળાં પડીયા ફાટી ગયાં, કોઇના ભાણામાંથી કુતરાં બીલાડાં રસોઇ ખાઇ ગયાં, અને કેટલીક રસોઇ લોકોના પગતળે કચરાઇને નીરૂપયોગી થઇ. આવું બે ત્રણ કલાક ચાલી છેવટે સમાધાન થયું અને ન્યાત જમી ઉઠી. બીજી વખત પંગત જમવા બેસતાં જેટલી રસોઇ બગડી હતી તેટલી રસોઇનો ટોટો જણાયો જેથી નવી બનાવી સર્વે જમ્યા.

ડોશીના મરણ પછીના પંદર દીવસ તો કારજ અને રોવા કુટવામાં ગયા, અને તેટલી મુદત સગા સબંધીઓની ઘરમાં કાણ મોકાણ નિમિત્તે આવજાવ હોવાથી આ દંપતીને ઘરમાં ડોશાનો વિયોગ જણાયો નહીં, પણ કારજ થઇ ગયા પછી જ્યારે તેઓ એકલાં પડયાં ત્યારે ડોશી વગરનું ઘર ભયંકર ભાસવા લાગ્યું; તેમાં પણ અધુરામાં પૂરૂં ટેકચંદે જે શાહુકારની ગુમાસ્તી બદલ રૂપીયા આપ્યા

હતા તેને ત્યાં તેમને નોકરી ઉપર જવાનું થયું ત્યારે એકલી સુંદર-વહુને ઘણીજ લાગણી થઇ. પોતાનો પતિ સવારે પાંચ છ વાગે જતો તે સાંજરે મોડી રાત્રે ઘેર આવતો તેજ વખતે પતિદર્શન થતાં. ઘેર એકલી યુવાન સ્ત્રી હોવાના કારણે છબીલદાસ પણ તેને ઘેર ક્વચિતજ જતા હતા. વખતે જરૂરનું કામ હોય તો બારોબાર ટેકચંદને તેના શેઠને ત્યાં કે દુકાન ઉપરજ મળતા હતા. ટેકચંદને પણ ખાવા પીવાનું શેઠને ત્યાં હોવાથી બપોરે બીલકુલ ઘર ભણી જવાતું નહીં. આથી સુંદરવહુ અત્યંત શોકાતુર રહેતી હતી; તેમાં પણ વખતે પોતાની અવદશા ઉપર વિચાર કરતી ત્યારે સ્તબ્ધ બની જઇ આવી પ્રજાની પાયમાલી કરનાર દુષ્ટ રૂઢી તથા પેટભરા લાડુના ઉપાસકરૂપ ન્યાતી-લાઓને સહસ્ત્રધા તિરસ્કાર અને શાપો દેતી.

આવી રીતે દુઃખે પાપે પતિનો વિયોગ પણ સહન કરી દીવસો ગુજારવા લાગી. ઘરમાં ખાવાપીવાના પણ સાંસા પડવા લાગ્યા. જો કે હાલમાં ફક્ત સુંદરવહુનાજ ખોરાક ખર્ચનો બોજો શિરપર રહેલો હતો એટલે તેમને ઝાઝી દરકાર નહોતી, પતિ પોતાના શેઠને ત્યાં આનંદપૂર્વક જમે છે તે જોઇને પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી રહેનાર પત્નીને કાંઇક આનંદ થતો અને પોતાના પંડના પોષણ માટે હરેક ઉદ્યમ કરતી. કોઇનાં દળણાં દળીને, અગર પાણી ભરીને અથવા રેંટીઓ કાંતીને પોતાના પેટનું પોષણ કરતી. આથી સગાંસંબંધીઓ તેની પુષ્કળ ચેષ્ટા કરતાં, પણ વખતને માન આપીને તે સઘળું સહન કરી પોતાના જીવને કદી પણ ક્લેશ કરતી નહીં; તેમજ પોતાના પતિને પણ કાંઇ જાણવા દેતી નહીં. છતાં પણ ડોશીના વિયોગથી તેને ઘણીજ લાગણી થતી, પણ આખરે ડોશીનો વિયોગ

ભૂલાયો; પતિવિયોગ રૂઢીરૂપ બન્યો. એટલામાં સુંદરવહુને સીમંત આવ્યું. યોગ્ય સમયે તેણે એક પુત્રીને જન્મ આપ્યો.

અર્વાચીન સમયમાં હિન્દુ સંસારમાં–કુટુંબમાં ઘણું કરીને બાલિકાઓ જન્મે છે ત્યારથીજ માબાપને શોકકારક થઈ પડે છે. જન્મથીજ તેની અવગણના કરવામાં આવે છે. પુત્રજન્મની વધામણી ગણાય છે, આનંદ ઉત્સવ થાય છે, સાકરો વહેંચાય છે, ખેરીયાત–ધર્માદા કરવામાં આવે છે, ત્યારે પુત્રીજન્મ વખતે મન્દતાથી માત્ર દિલાસાના શબ્દોજ કહેવાય છે; કુટુંબમાં નિરાશા ને ઉદ્વેગજ ઉત્પન્ન થાય છે, ઉદાસીનતાજ પથરાય છે, અને સ્પષ્ટતાથી શોકજ દર્શાવાય છે. મોટાં પાતકોને અંતે સ્ત્રીજન્મ આવવાની માન્યતા છે. પુત્રરત્ન કહેવામાં આવે છે અને પુત્રવતી માતા રત્નખાણ કહેવાય છે, ત્યારે પુત્રીને "પથરો" જ લેખવામાં આવે છે, અને પુત્રીવતી માતા મંદભાગ્યજ ગણાય છે.

પ્રાચીન સમયમાં પુત્રીઓને પણ ઉત્સાહભરી ને કેળવાયલી રાખવામાં આવતી, ત્યારે હાલ તેમને જન્મથીજ નિરૂત્સાહી–નિસ્તેજ બનાવવામાં આવે છે. કુટુંબમાં પુત્રીનો જન્મ થાય ત્યારથીજ "પથરો" ને "રાંડ" જેવા હલકા શબ્દો તે અજાન બાલિકાના કર્ણમાં પ્રવેશ કરે છે. આવા શબ્દો સાંભળવાની ટેવ પડી ગયેલી હોવાથી, "પથરો" અને "રાંડ" જેવા શબ્દોનો પુરતો પરિચય હોવાથી સુવાવડમાં સુતેલી, જન્મ આપનારી, માતાને પુત્રી જન્મી છે. એવું જ્ઞાન થતાંજ ને બાપડી નિરાશ ને શોકગ્રસ્ત થાય છે. પુત્ર જન્મ્યો હોત તો જે માન મગાન તેની સર્વ આશા લુપ્ત થાય છે, એટલુંજ નહીં પણ સામાન્ય બુદ્ધિનાં સાસરીઆમાં તે પુત્રીવતી માતાને હમેશાં મેણાંટુણાં

ખાવાં પડે છે. વળી પુત્રવતી વિધવા કરતાં પુત્રીવતી વિધવાનો હક ઓછો ગણાય છે. મતલબ કે પુત્રજન્મ કરતાં સર્વ રીતે પુત્રીજન્મ ઓછો આનંદનો, ઓછો આવકારદાયક લેખવામાં આવે છે.

પુત્ર જે માગે તે મળે છે. તેને સંભાળપૂર્વક લાલનપાલનથી ઉછેરવામાં આવે છે, સર્વ રીતે તેને રાજી રાખવા હોંશ રખાય છે. તેના શિક્ષણ માટે, તેનાં તનમન કેળવવા માટે, સર્વ પ્રયાસ થાય છે, તેના સુખ સગવડ માટે કાળજી રાખવામાં આવે છે, તેપર પૂર્ણ લક્ષ અપાય છે; ત્યારે બીચારી પુત્રીઓને તેમાંનું કંઇ હોતું નથી. તેમને વેઠરૂપ, બોજા તરીકેજ, ઉછેરાય છે. આપણા લોકમાં હત્યા કરવામાં પાપ લેખાય છે, અને દીકરીને દુધપીતી કરવાનો રીવાજ કાયદો ઘડી તથા અમલમાં મૂકી બંધ પાડવામાં આવ્યો છે. નહિ તો પુત્રી જન્મતાંજ તેને મારી નાંખવામાં આવે એમ કહેવું પણ અતિશયોક્તિ ભરેલું નથી; કારણ કે પુત્રી તરફનો એવો અભાવ પ્રત્યક્ષ જોવામાં આવે છે. તેમની શરીરસંપત્તિ, તેમના સુશિક્ષણ, અને તેમનાં સુખ-સગવડ તરફ દુર્લક્ષ રાખવામાં આવે છે. પણ આ બન્ને દંપતી કેળવાયેલાં હોવાથી પુત્રીના જન્મને પુત્રજન્મ કરતાં અધિક માન્યો. તેનું નામ લક્ષ્મી પાડયું. લોકો તેને લખી લખી કહી બોલાવવા લાગ્યાં. ટેકચંદ અને સુંદરે તો સાક્ષાત્ લક્ષ્મીદેવીએ પોતાની અવદશા મટાડવાને જન્મ લીધેલો માન્યો. એજ રીતે દુઃખ ઉપર દુઃખની વખતે વેરભાવી સગાંસંબંધીઓએ કનડવામાં જરાએ બાકી રાખ્યું નહીં, તો પણ તે વખત ધીરજ અને હીંમતથી પસાર કીધો.

# પ્રકરણ ૩ જું.

## લક્ષ્મીની બાલ્યાવસ્થા અને ટેકચંદનું ગામ છોડી જવું.

લક્ષ્મીનો જન્મ થયા પછી ચાર પાંચ માસે સુંદર-વહુ પીયેરથી લક્ષ્મીને લઇ પોતાને ઘેર આવી. ટેકચંદ પણ પોતાના શેઠનું કામ ખંત અને ઉમંગ સાથે પ્રમાણિકપણે કરવા લાગ્યો. આથી તેના ઉપર શેઠનો ભાવ વધવા લાગ્યો. સુંદરને ઘેર આવેલી જાણી તેના શેઠે પોતાના તરફથી થોડી ઘણી ઘરવખરી ચીજો મોકલાવી. એટલુંજ નહિ પણ સ્ત્રીપૂરૂષને વિયોગ ન પડે એવા હેતુથી ટેકચંદના પગારમાં વધારો કરી આપી તેને પોતાને ઘેર ખાવાનું રાખવા જણાવ્યું અને ટેકચંદનું ઘર નભી શકે તેટલી રકમ તેના ઘેર દર મહીને શેઠ પહોંચડાવતા. સુંદર મૂળથીજ પોતાની સાસુની માફક કસર અને ત્રેવડથી ખર્ચ કરતી હોવાથી તેમનું ગુજરાન થોડા ખર્ચમાં નભી શકતું. દીવસે દીવસે ટેકચંદની યોગ્યતા જણાવા લાગી. તેના શેઠ કરતાં બીજાઓ વધારે પગાર આપી રાખવાનું કહેતા, પણ સર્વને તે એમ જણાવતો કે હું પ્રથમથીજ બંધાઇ ચુકયો છું, માટે મ્હારાથી મ્હારા શેઠનું ઋણ વળતાં સુધી બીજે નોકર રહેવાય નહીં,

આથી શેઠનું મન ઘણુંજ પ્રસન્ન રહેતું અને વાર તહેવારે તેને ઇનામ વગેરે આપવા ચુકતા નહીં. ટેકચંદ સવારમાં ૭ વાગે જતો તે રાતે સાત આઠ વાગે ઘેર આવતો. બપોરે ફક્ત ખાવાપીવાની એકાદ કલાકની નવરાશ મળતી, તોપણ સંતોષ રાખી એક નિષ્ટાથી નોકરી બજાવતો.

લક્ષ્મી દીવસે દીવસે મોટી થતાં તેની દીવ્ય કાન્તિ હરેક મનુષ્યને આકર્ષણ કરતી હતી. તેનું ભવ્ય કપાળ, મનોહર ગુલાબી ગાલ, કાલા કાલા પણ હસમુખા બોલ દુસ્મનને પણ વશ કરી લેતા. તે તેની માતાને બીલકુલ વીતાડતીજ નહીં. નાની હોવા છતાં ગમે તેની પાસે જઇ રમતી અને કલ્લોલ કરતી. ટેકચંદ બે ઘડી બપોરે તથા સાંજે રમાડી હસાડી સંતોષ માનતો. સુંદરવહુ પણ આનંદ માનતી. એટલુંજ નહીં પણ આ નિર્દોષ બાળકોને જોઇ બન્ને દંપતી પોતાનું દુઃખ વીસારે નાંખતાં. પોતાને એકની એક પુત્રી સિવાય કોઇ સંતાન ન હોવાથી તેને તન મન અને ધન સમજી લાડમાં ઉછેરતાં હતાં. પણ એ લાડ નિર્દોષ હતાં. કેમકે સુંદરવહુ પોતાની માતાના હાથે બરાબર કેળવાયલી હતી. વળી તે અનેક ઉપાધી રૂપે ઠોકરો ખાઇ ખાઇ ઘડાઇ હતી તેથી તે જાણતી હતી કેઃ—

સ્ત્રીઓને બાલ્યકાળથી સબળ કારણ વિના હલકી ગણવામાં આવે છે, ન્હાનપણથીજ તેને દાબમાંજ ઉછેરવામાં આવે છે, ઘરનાં હલકાં કામકાજો તેની પાસે કરાવાય છે, તેની કેળવણી કે ઉન્નતિ માટે દરકાર રાખવામાં આવતી નથી, તેઓ નાનપણથીજ અજ્ઞાનતા ને પરતંત્રતામાં ઉછરે છે, અને તેમનાં તનમન કે બુદ્ધિના વિકાસ માટે કંઇપણ કરવામાં આવતું નથી. તેમની તંદુરસ્તી ઉપર, તેમનાં

પોષણનાં સાધનો ઉપર ઘણું ઓછું લક્ષ આપવામાં આવે છે, "પારકે ઘેર મોકલવી છે" એ વાક્યના અતિ સ્મરણથી બાળાઓને ન્હાનપણથીજ તપ તપવવામાં આવે છે, અને "સાસરે મળે કે ન મળે" એ શંકાએ દુધ, ઘી જેવા શારીરિક વૃદ્ધિમાં ખાસ જરૂરીઆતના પૌષ્ટિક ખોરાક ઉપર અંકુશ રાખવામાં આવે છે. મંદવાડમાં તેમની પૂરતી ગાવજત કરવામાં આવતી નથી, કે પુત્રીના મરણનો શોક પણ લેખાતો નથી. ન્હાનપણથીજ તેમને "રાંડ" શબ્દના હલકા ઉપનામથી સંબોધવામાં આવે છે અને ઘણી વખત તો તે નિર્દોષ ઉછરતી કન્યા પણ સ્પષ્ટ સમજી શકે એવી રીતનો કઠોરતાજનક પુત્રપુત્રી વચ્ચેનો ભેદ રાખવામાં આવે છે. આવી રીતની આપણી સ્ત્રીઓના જીવનની શરૂઆત થાય છે.

માતાની નબળાઇને લઇને ઘણું કરીને કન્યાઓ જન્મે છે ત્યારથીજ નબળી હોય છે. બાળલગ્નથી તેમનો બાંધો પરિપકવ થયા પહેલાં નબળો ને નરમ પડી જાય છે. કાચી વયમાં શરૂ થતો સંસાર અને વખતોવખત આવતી સુવાવડ કસુવાવડથી તેમનું શરીર સોસાઇ જાય છે. તેથી હિસ્ટીરિઆ, ક્ષય, ને નબળાઇ જેવા પ્રચલિત રોગો ઠામઠામ નજરે પડે છે. પીયરમાં કે શ્વશુરપક્ષમાં શરમ મર્યાદાના ખોટા વિચારથી સ્ત્રીવર્ગ ગંભીર પ્રકારનાં દરદો સહન કરે છે. પોતે સમજે નહિ, કોઇને પૂછે નહિ, કહેતાં લજાય, આથી પરિણામે વધી ગયેલા રોગો અટકાવવા મુસ્કેલ થઇ પડે છે. તેમજ ન્હાનપણથીજ વધારે પડતાં વ્રતઅપવાસની ઘેલાઇ, દવાનો કંટાળો, દેખાદેખીથી ખોટી નાજુકાઇનો વળગતો ચેપ, પતિ અને શ્વશુરપક્ષનો વધારે પડતો ધાક, અને કજોડાથી થતી મનની વ્યથા વગેરે કારણોનો

સ્ત્રીઓની તંદુરસ્તી બગાડવાનાં, તથા નબળી રહેવાનાં કારણોમાં સમાવેશ થાય છે. આ બધું સમજી સુંદર પોતાની પુત્રીના સુશિક્ષણ માટે નિરંતર કાળજી રાખતી હતી, જેથી લક્ષ્મી પણ દીવસે દીવસે હોંશીયાર બનવા લાગી.

લક્ષ્મી દીવસે દીવસે જનમંડળ અને આડોસીપાડોસીમાં વધારે આનંદી થઇ પડી. થોડા દીવસ પછી સુંદરને એક દીકરો થયો. લક્ષ્મીને બાળપણથીજ તેની માએ વિદ્યા શીખવા ઉપર લક્ષ વળાવ્યું હતું, તેથી જ્ઞાનની સાથે તમામ સારા ગુણ તેનામાં આવવા લાગ્યા. સવારમાં સૂર્યોદય થતા અગાઉ પોતાની માતાની સાથે ઉઠી દાતણપાણી કરી નાહી ધોઇ પોતાની ચોપડી લઇ વાંચવા બેસતી અને પાઠો તૈયાર કરતી, ભણવાનું કામ ખલાસ થયા પછી પોતાની માતા ઘરકામમાં રોકાઇ હોય તે વખતે પોતાના નાના ભાઇને રમાડતી. વળી રમતમાં અને રમતમાં તેને મૂળાક્ષર અને એકડેએક ભણાવતી, પોતે કોઇ દીવસ ધૂળમાં કે કાદવમાં રમતી નહીં અને પોતાના ભાઇને રમવા દેતી નહિં, પોતાનાં વસ્ત્રાભૂષણ તથા ચોપડીઓ વગેરે સ્વચ્છ રાખવાની ખૂબ કાળજી રાખતી. મોંઢામાંથી ખરાબ ભાષણ કાઢવા તરફ તેને અતિશય તિરસ્કાર હતો. એવી રીતે લક્ષ્મી આઠેક વરસની થતાં તેને પોતાના પતિની સલાહથી કન્યાશાળામાં દાખલ કરાવી.

એક તરફ બાળકોને ઉછેરવાનું કામ સુંદરવહુ કાળજીપૂર્વક કરતી, ત્યારે ટેકચંદ પણ આનંદપૂર્વક નોકરી કરતો. એવી રીતે લગભગ ત્રણેક વરસ ગયા પછી પોતાના શેઠનું દેવું ખલાસ થઇ ગયું તેથી નોકરી છોડી ઘેર આવ્યો, થોડા દીવસ ગયા બાદ તેને નોકરીના અનુ-

ભવ ઉપરથી સ્વતંત્ર ધંધો કરવાની ઇચ્છા થઇ, તેથી તે વિષે એકાંતમાં વિચાર કરતો. તે જાણતો હતો કે ધન કમાવાનાં અનેક દ્વાર છે. ભિક્ષા, રાજાની સેવા, ખેતી, વિદ્યા, વ્યાજવટો, વ્યાપાર અને નોકરીમાં જે લાભ થાય તેવો બીજા કશાથી થતો નથી. પણ ભીક્ષા એ આપણું કામ નહીં, તે તો બ્રાહ્મણનોજ ધંધો કહેવાય. કોઇની પાસે માગવું તેના કરતાં મરવું હજાર દરજ્જે સારૂં છે. "રાજાની કૃપા" તે તો બનેજ કેમ ! કારણ કે હાલના રાજાઓની પાસે તો "જેનો હોય વગ તેનો પેસે પગ" એ રીતો ચાલુ છે; પછે વગવાળો ભલેને બેવકૂફ હોય તેની પરવા રાજાઓને કયાં છે ? કોઇ બીચારો વિદ્વાન અને સુશીલ ગમે તેટલો હોંશીઆર હોય તોપણ વગર ભલામણે તેની ગણના થતી નથી, બલકે હડધૂત થાય છે. એટલે આપણે ગમે તેટલા હોંશીયાર છીએ, પણ જેમાં ભલામણના ઉધારા, ત્યાં કામ થાય કયાંથી ? ખેતી, હા ! તે ઠીક, પણ તેમાં લાભ થોડો અને મહેનત ઘણી, તેથી તે પણ આપણાથી પાર પડવી મુસ્કેલ છે. "વિદ્યામાં" ગુરૂ સેવાનું દુઃખ અને વળી તાત્કાલિક ફાયદો નહીં. વ્યાજવટામાં મુડી જોઇએ તે પણ આપણી પાસે નથી, દેવું કરીને આ ધંધો પાલવે નહીં, કેમકે તે તો પારકે હાથે લાભ લેવાનો. વેપારમાં પણ મુડીનો પ્રથમ સવાલ ! અને તેમાં પણ ઉપર મુજબની અગવડ. એવા એવા તર્કવિતર્ક કરતો, પણ કાંઇ નિર્ણય થતો નહીં. સરકારી નોકરીમાં વસીલો નહોતો અને વસીલા સિવાય નોકરી મળે તેટલું ભણ્યો નહોતો. ગુમાસ્તીનો અનુભવ જોગેસો હતો, આથી હમેશાં ચિંતાતુર રહેતો. તેના મનની આ ચિંતા તેની ડાહી અને ચતુર સ્ત્રી સુંદર કળી ગઇ, તેથી તેણે નમ્રતાથી જણાવ્યું કે સ્વામીનાથ, આવા કામમાં મારા

સલાહ લેવા ઇચ્છતા હો તો મારી બૈરક બુદ્ધિ પ્રમાણે મને તો એજ વિચાર સૂઝે છે કે જો આપને સ્વતંત્ર ધંધો કરવાની ઇચ્છા હોય તો આ જ શહેરમાં રહીને દલાલીનો ધંધો કરવો. કહેવત છે કે "દલાલે દેવાળુ નહીં અને મશીદે ખાતર નહીં," માટે તે ધંધો આપણા ઇષ્ટદેવ ઉપર આંકીન રાખી પ્રમાણિકપણે અને ચોખવટથી કરશો તો ઇષ્ટદેવ આપણા ઉપર અવસ્ય સહાય થશેજ. વળી તે ધંધામાં મુડીની જરૂર પડવાની નહીં, તેથી કરજ કરવા પ્રસંગ આવવાનો નથી, એટલે આ આપણા ઘરખટલામાંથી કોઇ પણ ચીજનો વિયોગ થવાનો નહીં. આથી મારી નજર તો એજ ધંધા ઉપર જાય છે, પછી આપને યોગ્ય લાગે તે ખરૂં. આ સલાહ વ્યાજબી હોવાથી ટેકચંદને પસંદ પડી અને તેજ ધંધામાં જોડાયો. દીવસે દીવસે એ ધંધામાં સારી માહીતી મળતાં દ્રવ્યની પણ સારી પ્રાપ્તિ થવા લાગી, કારણકે ટેકચંદ સત્યતા અને પ્રમાણિકપણાથી પોતાના નામનું (ટેકરૂપી) સાર્થક કરતો હતો. આજકાલના લોભીયા દલાલોની માફક ખરીદ અને વકરો કરનાર બન્ને જણ તરફથી લેવાતી દલાલીની રીતને તે ધિક્કારતો હતો. નીતિથી લેવડદેવડ કરાવતાં જે થોડું ઘણું મળે તેથી સંતોષ માનતો અને ગમે તેટલું નાણું મળે પણ અન્યાય કરી–કરાવી પોતાના નામને બદનામ ન કરવું એ તેનો મુખ્ય નિયમ હતો. આથી લગભગ બાર માસ જેટલી ટુંકી મુદતમાં તેણે તેના ગજા માફક ઠીક રકમની પ્રાપ્તિ કરી હતી. આ ટુંક સાહેબીમાં સંતોષ માની કુટુંબ સાથે આનંદમાં રહેતો હતો, પણ તે દંપતીને આનંદ કરતાં જોઇ જાણે ભાગ્યદેવીની આંખ્યોમાં અદેખાઈ આવી હોય એમ થયું, કારણકે તેજ વરસના ચોમાસામાં અતિવૃષ્ટિના લીધે નદી ઉપર ભારે રેલ

આવવાથી કિનારાનાં ઘણાંખરાં ગામ તણાઇ ગયાં, જે સાથે આ અમરપુરનો પણ કેટલોક નદીના નજીકનો ભાગ તણાવાથી આ ભેગું શેઠ ટેકચંદનું ઘર પણ તણાઇ ગયું. ઘણા મહેનત કરવા છતાં કાંઇ બચવા પામ્યું નહીં, જેથી તે ગરીબનો ગરીબ છેક છેલ્લી પંક્તિની સ્થિતિ ઉપર આવી ગયો. આથી તે ઘણો મુઝાઇ ગયો, પણ અનેક-વાર આવેલી આફતોથી રહેવાઇ રહેલો હોવાથી "ઘણા દુખીયાને દુઃખ નહીં, અને ઘણા રણીયાને રણ નહીં." એમ જાણી હીંમત નહીં હારતાં જેમ તેમ નિભાવ કરતો. અંતે બંને દંપતીએ વિચાર કર્યો કે હવે ધંધાર્થે આ ગામ છોડી બીજે ગામ ગયા સિવાય છૂટકો નથી, કારણકે પોતાનાજ ગામમાં પોતાનીજ જ્ઞાતિમાં—વૈરભાવી સગાઓમાં કંગાલ અવસ્થામાં રહેવું તેના કરતાં બહાર દેશાવર જવું એ હજાર દરજ્જે સારૂં છે. વળી નીતિશાસ્ત્રમાં પણ સમર્થ વિદ્વાનોએ કહેલું છે કે:—

### મનહર.

વસો જઈ વન વિષે, ફળફૂલ ખાઈ રહો;<br>
વ્યાઘ્ર ને ગજેંદ્ર સેવો, તે તો સુખ સાર છે.<br>
પ્હેરો વલ્કલને, સુઘટા વાળા ઝાડ નીચે<br>
પડી રૂહો પથારી કરી, પૃથિવી અપાર છે.<br>
સેવો તન તાપ ને વરસાદ શીત સુખ માની,<br>
સહો તે સંકટ તુચ્છ, દુનિયાનો તાર છે.<br>
અનાથી દશામાં રહેવું, ભડ જુથ ભાઈ માંહે;<br>
કહે પ્રલ્હાદ ધનહિણુ, જીવવું ધિક્કાર છે.

"વાઘ અને હાથી રહેતા હોય એવું વન સારૂં, વૃક્ષરૂપી મહેલમાં વશીને કાચાંપાકાં ફળ ખાઇ અથવા જળપાન કરી દીવસ કાઢવા એ ઉત્તમ, સુવાને સારૂ ઘાસની પથારી હોય તો તે આનંદમય, પહેરવાને ઝાડની છાલ ને પાદડાં મળે તેથી સંતોષ માનવો, પણ પોતાના બંધુઓમાં–સગાઓમાં પૈસા વગર અનાથની માફક રહેવું એ વૃથા જીવનની બરોબર છે." એમ વિચાર કરી પોતાના કુટુંબ સાથે ગામ છોડી પોતાની જન્મભૂમીને છેલ્લા નમસ્કાર કરી દુઃખમાં દીલાસો અને સલ્લાહ આપનાર પોતાના સ્નેહી છબીલદાસ શેઠની સંમતિ અને ભલામણની ચિઠ્ઠી લઇ કનકપુર નગર તરફ પ્રયાણ કર્યું. આ વખતે તેનાં સ્નેહી અને સગાંઓ વળાવા આવેલાં તે પણ કહેવા લાગ્યાં કે અરેરે! બીચારો છેવટે ગામ છોડી ગયો!!

# પ્રકરણ ૪ થું.

## સહીયારો વ્યાપાર અને કર્કશાબાઈ ગૃહિણી.



કચંદે કનકપુર આવી છબીલદાસની ચિઠ્ઠીથી પ્રખ્યાત શેઠ માણેકચંદ ઝવેરીની સહાયતા વડે શાન્તિદાસ નામના તેમનીજ જ્ઞાતિના વણિક સાથે અનાજ વેચવાનો સહીયારો વેપાર આરંભ્યો. વેપારની શરૂઆત, અજાણ્યો પ્રસંગ, અને પારકી મુડીથી વેપાર ચાલતો હોવાથી

મુડી ખંડિત ન થવા સારૂ દુકાનમાંથી ખાનગી ખર્ચ માટે કોઇએ કંઇપણુ ઉપાડ ન કરવાનો કરાર કરેલો હતો, જેથી પેટના પોષણુ માટે અનાજ વેચાણુ કરતાં તેમાંથી વેરાએલું અનાજ સાંજ પડે અડધોઅડધ બંને જણુ ઘેર લઇ જતા હતા. બંને સહીયારીઓની સ્થિતિ સરખી હોવાથી પોતાના ગુજરાનમાં એ પણુ એક મદદરૂપે કામ આવતું હતું. આ ભેગું થયેલું પંચરાઉ અનાજ જૂદું કરવું પડતું. તેમાંથી સુંદરવહુને તો આ એક નવીન ધંધો જાગ્યો હોય તેમ તે માની આનંદ પામતી, પણુ શાન્તિદાસની વહુ કર્કશાબાઇને આ કામ બીલકુલ રૂચ્યું નહીં. સુંદર તો ટેકચંદ જે પંચરાઉ અનાજ સાંજે ઘેર લાવતા તેને વીણી ઝાટકી તેમાંથી દાળ, ચોખા, બાજરી, કઠોળ વગેરે દરેક સ્વચ્છ કરી જૂદું કાઢી ભરી રાખતી, અને પોતાના કુટુંબના ખપ માટે દળી ભરડી ઉપયોગમાં લઇ આનંદ માનતી. પણુ કર્કશાબાઇ કે જે પોતાના નામ પ્રમાણેજ ગુણુ ધરાવતી હતી, તે શાન્તિદાસ જે અનાજ સાંજે ઘેર લાવતા હતા તેનો એક ખૂણે ઢગલો જ કરી મૂકતી હતી, અને તેમાંથી ખાવા જેટલું લઇ વીણ્યું ન વીણ્યું કરી દળી વેઠઉતાર રોટલા કરી પોતે અને પોતાના કુટુંબને ખવડાવતી આવી રીતે ઘણા દીવસ થવાથી કાંકરા વગેરે બધાના ખાવામાં આવ્યાથી તેનું તમામ કુટુંબ પીડા ભોગવવા લાગ્યું. વળી તે ઘણી વખત ટેકચંદને ત્યાં જતી આવતી હોવાથી સુંદરને જુદી જુદી રસોઇ કરતી જોવામાં આવ્યાથી પોતાના પતિને ભંભેરતી હતી કે "તમો બન્ને સહીયારીઓ સરખા છતાં સુંદરવહુને ત્યાં હમેશાં જુદી જુદી જાતની રસોઇ કરી બધાં આનંદ ઉડાવે છે, ત્યારે તમારે ત્યાં રોજ આનુ આ પંચરાઉ અનાજ ક્યાંથી આવે છે! મને

લાગે છે કે તમારી ગેરહાજરીમાં ટેકચંદ દુકાનમાંથી આઘુંપાછું કરતા હોવા જોઇએ, નહીં તો બંને જણુ એકજ જાતનું પંચરાઉ અનાજ લાવતા હો, ત્યારે તે હમેશાં દાળ ભાત રોટલી ક્યાંથી ખાતાં હશે? તમે તો હમેશાં એવાને એવા રહ્યા. દુકાનમાંથી આમ બગાડ થાય છે છતાં જરાએ ભાન રાખતા નથી.'! જો કે શાન્તિદાસ શાન્ત સ્વભાવનો હતો અને કર્કશાબાઇના સ્વભાવને જાણી રહેલો હોવાથી તેના કહેવા ઉપર બીલકુલ લક્ષ આપતો નહીં, તોપણુ હમેશાં કાંઇનો કાંઇ વિષય કાઢી તેના વિરૂદ્ધ ભાષણો કરી આંસુ, રોષ, ઇત્યાદિ અલંકારોથી તેને ભંભેરતી હતી; આથી અંદરખાને ટેકચંદના વેપાર કાર્યમાં ઇર્ષા અને અવિશ્વાસની ચોકી મુકી શાન્તિદાસ તેનું સત્યાસત્ય શોધતો હતો.

એક વખત શાન્તિદાસ અને તેનું કુટુંબ સખ્ત આજારીમાં પડયું. કર્કશાબાઇ સંધીવાના દરદથી પીડાવા લાગી, તેને અને છોકરાંને જુદા જુદા વ્યાધી થઇ આવ્યા. આ વખતે ઘરમાં કોઇ પાણી સરખું પણુ પાનાર મળે નહીં, તો બીજી વાત શું કરવી! કેમકે કર્કશાબાઇને ફળીયામાં આડોશીપાડોશી દરેક સાથે કંઇના કંઇ પ્રસંગ કાઢી લઢવા વખત આવેલો, તેથી કોઇ પણુ ખબર પૂછે તેમ હતું નહીં. પીયરમાં તો કોઇ હતુંજ નહીં, અને સાસરીયાં સાથે પણુ લડવામાં બાકી રાખી નહોતી. આ ખબર ટેકચંદને મળતાં તેમણે પોતાની સ્ત્રીને માંદાની માવજત કરવા સારૂ મોકલી. નિખાલસ હૃદયની સુંદર પણુ આનંદપૂર્વક તેને ત્યાં ગઇ.

સુંદરને તેના ઘરમાં પગ મૂકતાંજ જૂદી દુનિયા જણાવા લાગી, કેમકે સુંદર જાતે સુઘડ હોવાથી સ્વચ્છતાને ચહાનારી હતી, ત્યારે

કર્કશા ફુવડ જેવા આચરણવાળી, અરે! ખરેખર ફુવડ જ હતી; એટલે એ બન્ને સ્ત્રીઓમાં આસમાન જમીન જેટલો ફેર હતો. કર્કશાબાઇ હમેશાં વહેલી સુધ રહી સવા પહોર દહાડો ચડે ઉઠી ખાટલા ગોદડાં ઠેકાણે કરતાં બરાબર નવનો વખત થતો અને કચરોપુંજો કાઢતાં દશ વાગતા. ઘરમાં વાસણકુસણ જ્યાં ત્યાં રખડતાંજ હોય, તે જોઇએ ત્યારે શોધતાં ફાંફાં મારવાંજ પડે, પાણીયારા ઉપરના વાસણોમાં કચરાનો ભંડાર ભરેલો હોય અને તેની અંદર લીલ અને ચીકાશનો તો પારજ નહીં, ગોળા ગોળીઓને સ્વચ્છ કરવાની કે પાણી ગાળવાની તો નવરાશ મળતીજ નહીં. ખાવાપીવાના વાસણોમાં હાથ ઘાલ્યો હોય તો ભાગ્યેજ હાથ બગડયા વિના રહે, ઘરના ચોપડા ચોપડીઓ તો ક્યાંય ખૂણામાં પડયાં પડયાં ઉધાઇ ખાતાંજ હોય! અને લૂગડાંના લબાચા અહીંથી તહીં પડયાજ હોય કે જેથી ઉંદરમામાને ખોરાક શોધવાની તસ્દી લેવી પડેજ નહીં, અને કર્કશાબાઇને ફાડવાની–કાપવાની માથાકુટ કરવી પડતી નહીં; કારણ ઉંદરમામા જ કાપી આપતા હતા. ખાટલાગોદડાંમાં ચાંચડ અને માકણનો તો સુમાર જ નહોતો, ખાળકુંડીના પાણીની એવી દુર્ગંધ ઉડતી કે બહારથી આવનારને નાકે ડુચો રાખ્યા વિના ઉભું રહેવાયજ નહીં. એક તરફ ફુટેલી ચીમની કે શીશાના કકડા પડયા હોય તો સાજાં ફાનસ આદી ફર્નીચર કોઠીયો વચગાળે વા ખાતાંજ હોય! અનાજનું તો પૂછવુંજ શું! કોઇ ઢગલી આ ખૂણે તો કોઇ પેલે ખૂણે વેરાતુ કે ચકલાં ખાતાંજ હોય. વસ્ત્રાભૂષણો એટલાં મેલાં કે તેના કરતાં ઘાંચીની ઘાણી કંઇક સ્વચ્છ ગણાય. તેના પોતાના રૂપમાં તો કંઇ મણાજ નહીં! માથાનાં લટીયાં કોઇ કાન ઉપર તો કોઇ મોં ઉપર

અથવા આંખો ઉપર પડદો કરી પડયાં હોય. રસોઇના સ્વાદની મણાનો તો પારજ નહીં; જાણે ઢોરના ખાણુ કરતાં ઉતરે નહીં તેવું, ઘરની ભીંતો તથા આંગણાની અવસ્થા તો જાણે ખાખીઓનો અખાડો કે ઢોરોની કોઢ. પોતાના ધણીનું અપમાન કરવામાં સૂરીપૂરી. સ્વાર્થ સમજે નહીં, પરનિંદા કરવામાં પહેલો નંબર, કજીયાની દલાલ, નિર્લજ, નફ્ટ, ધર્મનું જ્ઞાન નહીં, એવી કર્કશાબાઇને તથા તેનું ઘર જોઇ સુંદરને અતિશય ખેદ થયો. પણ તેથી નિરાશ ન થતાં પોતે તેને તથા બીજાઓને અનુકરણીય થઇ સુધારવાનો દ્રઢ સંકલ્પ કરી પોતાના ધણીના માનની ખાતર ધીરજથી ત્યાં રહી.

પ્રથમ ઘરમાં જોયું તો મંદવાડીયાંને સારૂ પ્રકૃતિઅનુસાર રસોઇ કરવા જોગ કંઇ અનાજ ન હોવાથી ઘરમાં ભોંય પડેલા દાણાના ઢગલાને કોઠીમાં ભરી તેમાંથી જરૂર જેટલું કાઢી વીણી દળી તેની રસોઇ કરીને ખવડાવી રોજ નવરાશ મેળવી તે તે પ્રમાણે વ્યવસ્થા કરવા લાગી, એટલુંજ નહીં પણ ઘરનાં સઘળાં કામો પોતાના ઘરની માફક કાળજીપૂર્વક કરતી. સવારમાં બધાંના ઉઠયા પહેલાં ઉઠી ખાટલાગોદડાં ઠેકાણે કરતી, અને કચરોપુંજો તથા પાણીવાસણ કરી નાહી ધોઇ પ્રભુસ્મરણ તથા દર્શન કરતી, અને સર્વે બાળ-ગોપાળને ઉઠાડી દાતણપાણી આપતી; તેઓ દાતણપાણી કરી રહે તેટ-લામાં તેમને માટે દવા-નાસ્તો તૈયાર કરતી, દવા ખાઇ પી રહે એટ-લામાં દરેકની પ્રકૃતિને અનુસાર ભોજન કરી પ્રસન્ન વદનથી જમાડતી અને પોતે જમતી. બાદ એંઠવાડ અને ચુલાઅબોટ કરી શીવવાનું કે વીણવાનું લેઇ બેસતી. આંગણાને લીંપીગુંપી વાળીઝાડી સાફ રાખતી અને જણસભાવ ઠીકઠીક ગોઠવી આનંદ માનતી, ખાટલાગોદડાં

હમેશાં તડકે નાંખી માંકડચાંચડ આદી જંતુને દેશવટો દેવા ચૂકતી નહીં. આથી શાન્તિદાસનું ઘર જે કર્કશાબાઇએ મલીન અને દ્વારમાં પ્રવેશ કરનારને ગ્લાનિ પમાડે તેવું કરી મૂકેલું હતુ તેને સુંદરવહુએ દર્પણ જેવું સ્વચ્છ અને વ્યવસ્થિત બનાવી દીધું. ઘરનાં આંગણાં લીંપેલાંગુંપેલાં હોવાથી ચોખાં ચંદન જેવાં જણાતાં. પહેરવા ઓઢવાનાં લુગડાં જૂનાં હોવા છતાં પણ ધોઇ તથા સાંધી તે વ્યવસ્થા પ્રમાણે ગોઠવી રાખતી કે જે જ્યારે જોઇએ ત્યારે ખપ લાગે અને શોધવાં પડે નહીં. ત્રાંબાપીતળનાં વાસણ માંજી ચળકતાં કરી ગોઠવી દેતી કે જે જાણે કંસારાને ત્યાંથી હમણાંજ લાવ્યા હોય તેવાં સ્વચ્છ દેખાતાં. પુસ્તકો ચોપાનીયાં વગેરે પણ સર્વને સ્થળેજ મૂકી દીધાં હતાં, પાણી તે જાણે હીમાજળજ જોઇ લ્યો. રસોઇ એવી બનાવતી કે જે ખાનારને સ્વાદ રહી જાય. આવી રીતે દરેક ચીજ જે જ્યાં જોઇએ ત્યાં તેવી રીતે વ્યવસ્થિત ગોઠવી મૂકી હતી. આમ જોઇ શાન્તિદાસનું મન પણ અતિશય પ્રફુલ્લ રહેતું. યોગ્ય માવજત અને સર્વની પ્રકૃતિને અનુકૂળ ખોરાક આપવાથી દીવસે દીવસે સર્વની પ્રકૃતિમાં તફાવત થતાં તમામ સાજાંસારાં થઇ ગયાં. કર્કશાબાઇ પોતે પણ પોતાની ભૂલ સમજી અને સુંદરવહુ માટે પોતાના પતિને ભંભેરી અવિશ્વાસ ઉત્પન્ન કરાવેલો તેના માટે બહુજ પસ્તાવા લાગી તોપણ સ્વભાવમાં ફેર પડયો નહીં. સુંદર લગભગ છ માસ તેના ઘરમાં રહી તેમાં કોઇને ઉંચે સાદે બોલવાનો પ્રસંગ આવેલો નહીં, તો પછી વઢવાડ થવાની તો વાતજ શી! કારણકે તે સર્વેના સ્વભાવ સમજીને તે પ્રમાણે કામ લેતી હતી. હવે બધાં સારાંસાજાં થયેલાં હોવાથી શાન્તિદાસની રજા લઇ સુંદર પોતાને ઘેર ગઇ.

સુંદરના ગયા પછી એકાદ બે માસ તો તેની ગોઠવણ અને શીખામણ પ્રમાણે બરોબર ચાલ્યું, પણ ધીરે ધીરે સર્વ વ્યવસ્થા મટી ગઇ અને "એ ભગવાન એના એ" થઇ ગયા. કાળક્રમે સુંદરનો ઉપકાર પણ ભૂલી ગઇ, શીખામણ સંતાઇ પેઠી, અને શાન્તિદાસને શબ્દપ્રહાર કરવાનું તથા કોઇના દેખાદેખી વસ્ત્રાભૂષણ પહેરવાનું મન કરી લડવાનું ચાલુ રાખ્યું, છતાં શાન્તિદાસ મોટું મન રાખી ગમે તેવી હરકત વેઠી જેમજેમ તેનું મન સાચવતો તેમ તેમ વધારે વધારે પજવતી. આથી તે કાયર કાયર થઇ સંસાર ખારો દવ, દુઃખનો દરિયો, અરે! ઝેર સમાન ગણતો, જીવતર બોજારૂપ જાણતો. ખરી વાત છે કે એક કુભારજા પોતાના ખરાબ આચરણો વડે જેમ કાંટાને જ્યાં જ્યાં લઇ જઇએ ત્યાં વેરાયા વિના રહેતા નથી, તેમ તે કોઇની સાથે સંપ રાખતી નથી. સુંદર સાથે પણ તેમજ રાખ્યું. તેની વિરૂદ્ધ વગોવણી કરવાનું અને લઢવાનું જારી રહ્યું, તેમજ તેની સાથે ગાળો.નો વર્ષાદ વરસાવ્યો અને જુઠા આરોપ તેમજ મેણાંનો પાર રહ્યો નહીં. આથી ટેકચંદ અને શાન્તિદાસનાં મન પણ ખાટાં થયાં, એક બીજાને અવિશ્વાસ ઉપજ્યો, જેના પરિણામે બંનેએ દેવું લેણું પતાવી દુકાનની વહેંચણ કરી, જેમાં ટેકચંદને પોતાને ભાગે સારી રકમનો નફો આવેલો હોવાથી પોતાના નામથી આગવી દુકાન ચલાવી અને હીમત તથા આનંદથી વેપાર ચલાવવા માંડયો.

# પ્રકરણ ૫ મું.

## લક્ષ્મીનો વિદ્યાભ્યાસ.

પ્રીય વાચકો! અત્યાર સુધી કર્કશાબાઇના ગૃહ-સંસારના ભવાડાને લીધે આપણી વાર્તાની નાયિકા લક્ષ્મીબાઇ કનકપુરમાં આવ્યા પછી શું કરે છે તે તરફ લક્ષ આપવું ભૂલી ગયા છીએ; તો આવો તે તરફ દૃષ્ટિ કરો.

ટેકચંદની સાથે કનકપુર આવ્યા પછી તેમની સંમતિથી સુંદર-વહુએ લક્ષ્મીને કન્યાશાળામાં દાખલ કરાવી એ વાત આગળ આવી ગઇ છે. કન્યાશાળામાં દાખલ થયા પછી તે કોઈ પણ દિવસ જરૂરી કારણ સિવાય ગેરહાજર રહેતી નહીં, વળી પોતાની સખીઓ અને શિક્ષકો સાથે યોગ્ય મર્યાદાથી વર્તી ખંતથી અભ્યાસ કરતી, પોતાનો પાઠ તૈયાર કરવામાં ઉમંગ રાખતી, શિક્ષક શીખવવા મંડયા હોય તે વખતે વચમાં અડચણ કરતી નહીં, તોફાન કરી ઠપકાને પાત્ર થવું તે તો સ્વપ્નાતુલ્ય હતું. દરેક શબ્દનો ઉચ્ચાર શુદ્ધ અને સરળ કરવામાં બરોબર કાળજી રાખતી, શાળામાં વાચનલેખન સિવાય હાથકારીગરીના ઉદ્યોગ, જેવા કે શીવવા, ગુંથવા, ભરવા વગેરેનું કામ પણ ચાલતુ તે કામમાં પણ તે નિપુણ નીવડી. તેના હાથના

હાથકારીગરીના ભરેલા ચિત્રવિચિત્ર નમુના મનને હરણ કરે તેવા હતા. આ ઉપરાંત તેની મા ખાનગી વખતમાં સ્ત્રીઉપયોગી ઘર ધંધાનું અને રસોઇ પાણીનું કામ પણ શીખવવાને ચૂકતી નહીં. આથી લક્ષ્મી દરેક કાર્યમાં વાકેફગાર થઇ ગઇ અને ઘણી ચોખ્ખાઇ તથા સુઘડતાથી અનેક પ્રકારનાં ભોજન બનાવતાં શીખી. આથી તેનાં માબાપનું હૈયું હરખાતુ હતું. આવી રીતે લક્ષ્મી બાર તેર વરસની થતાં સૂધી વિદ્યાભ્યાસ અને અનુભવે કરી દરેક બાબતમાં માહીતગાર થઇ. એક વખતે એ નગરના મહારાજાશ્રી અજીતસિંહજી સાહેબની જન્મગાંઠ હોવાથી દરબારશ્રી પોતે કન્યાશાળામાં પધારેલા, તે વખતે ગામના આગેવાન શેઠ શાહુકારો તથા પોતાના સરદાર, પટાવતો, અમલદારો વગેરેએ હાજરી આપી હતી. વફાદાર પ્રજાએ પણ ઉમંગભેર ભાગ લઇ પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો હતો. શરૂઆતમાં દરબારશ્રીએ પોતાના હાથે બાળાઓનું શિક્ષણ તપાસી તેમાં શાળા મિસ્ટ્રેસનું સંતોષકારક કામ જોઇ આનંદ બતાવ્યો અને ઉપલા નંબરની બાળા લક્ષ્મીનો ચિત્તાકર્ષક ચહેરો, અભ્યાસ, સવાલોનાં જવાબ દેવાની સલુકાઇ અને ચાલાકી જોઇ અત્યંત ખુશી થયા. આ વખતે કેટલીક બાળાઓએ આગળ આવી મહારાજશ્રીને અભિવંદન આપનારૂં ગીત ગાયું એટલે મહારાજાશ્રીએ ઉભા થઇ સમયને અનુસરતું સ્ત્રીશિક્ષણ સંબંધે નીચે મુજબનું ભાષણ કર્યું:—

આપણી કન્યાઓને ગૃહકેળવણીનો લાભ નજીવોજ મળે છે. ન્હાનપણથીજ વિવાહિતા થવાથી વર, સાસુ ને સાસરૂં, વગેરે શબ્દો તેમના કાનમાં અથડાય છે. પણ એટલેથીજ અટકતું નથી, પરંતુ ‘વર તો બાયલો ને ભાવડીમુખો છે’ ‘સાસુ તો કજીયાળી ને માથાની

મળી છે' વગેરે બોલી શ્વશુર પક્ષ અને ખાસ કરીને પતિ વિષે સદ્‌ભાવ ઉત્પન્ન કરવાને બદલે તેના વિષે નઠારૂં બોલી અજાણપણે અજ્ઞાનતાથી અભાવ ઉત્પન્ન કરે છે. આવી રીતે જે સમયમાં સારા વિચારો ઉદ્‌ભવે એવો પ્રયાસ કરવાનો હોય છે, તે સમયમાં તેને બદલે ઉપર પ્રમાણે પુત્રીઓના ભવિષ્યના જીવનોમાં કંટક પાથરવામાં આવે છે, અને તેની ભવિષ્યની જીંદગી બગાડવામાં ઉપર પ્રમાણે માબાપ કારણભૂત થાય છે, એ કાંઇ ઓછું શોચનીય નથી.

સામાન્ય રીતે સાત આઠ વર્ષની વયે બાળાઓને શાળામાં મોકલવામાં આવે છે. તોપણ ગુજરાત, કાઠીયાવાડમાં કેટલાંક એવાં કુંટુંબો પણ હયાતી ભોગવે છે કે જે એવા વિચાર ધરાવતાં હોય કે ' દીકરીને કયાં કમાવા જવું છે ? ભણીને કયાં ચોપડા ઉકેલવાના છે ? " એ રીતે કેળવણી ફકત ગુજરાનનું સાધન જ ગણાય છે. તેથી એવા કુટુંબની નિર્દોષ નિર્ભાગી કન્યાઓ તો સામાન્ય અપાતી કેળવણીથી પણ બેનશીબ રહે છે. ત્યારે જે કુટુંબમાંથી બાળાઓને શાળામાં મોકલાય છે, તેમાંનાં જુજ કુટુંબો સિવાય બાકીનાંઓના ઉદ્દેશ વિચિત્ર હોય છે બાળાઓની યોગ્ય અને સંગીન કેળવણી માટે તેમને ખાસ દરકાર હોતી નથી. અજ્ઞાન માતાઓ બાળાઓ ઘેર તોફાન કરે અને શાળામાં સચવાય, એટલા માટે તેઓને નિશાળે મોકલે છે, ત્યારે કેટલીક માતાઓ ચણીઆ ને રેજાની લાલચે મોકલે છે. ત્યારે કેટલીક વળી ગ્રાંટ સ્કોલરશીપ માટે મોકલે છે. તોપણ કન્યાઓને બેદરકારીથી નજીવાં કારણસર ઘેર રોકવામાં આવે છે. પુત્ર પુત્રી વચ્ચેના જડ ઘાલી બેઠેલા ભેદને લીધે તેમને વિદ્યાભ્યાસનાં જરૂરી સાધનો પણ મળતાં નથી. કરજ કરીને પુત્રોને કોલેજની કેળ-

વણી આપવાની ખાયેશ ધરાવનારાં માબાપો પુત્રીને જરૂર જોઇતાં પુસ્તકો અપાવતાં પણ અટકે છે. અરે અજ્ઞાન માતાઓને બાળાઓનાં નાક કાંન વીંધાવવાની અને છૂંદણાં પડાવવાની બેદરકારી માટે જેટલી લોકોમાં ફજેતી થવાની બીક છે, અને બાલકોને દાગીનાથી શણગારવાનો જેટલો ઉત્સાહ છે, તેથી દશમા ભાગનો ઉત્સાહ કે લોકભય બાળાઓની કેળવણી માટે નથી, એ ઘણું જ શોચનીય છે.

અર્વાચીન સમયમાં કન્યાઓને સંગીન શિક્ષણને બદલે શાળાઓમાં ઉપરચોટીઉં જ્ઞાનજ પ્રાપ્ત થાય છે. તેને પરિણામે કેટલીક, સ્વછંદી, સ્વતંત્રતાનો ખરો અર્થ સમજ્યા સિવાય નુકશાન કરે એવા સ્વતંત્ર વિચારની, મરજી મુજબ વર્તનારી, ટેબલ ખુરશીનો ઉપયોગ કરનારી, રસીલાં નોવેલોમાં પ્યાર રાખવાવાળી, બોલવામાં વિશેષ વાચાળ, લહેરી પ્રકૃતિની, પતિના વચન સહન કરવાને બદલે સડાક દઇ સામો ઉત્તર વાળવામાં બહાદૂર, થયેલી કસુર કબૂલ કરી ફરીથી તેવી કસુર ન કરવાની કાળજી રાખવાને બદલે યુક્તિબંધ દલીલોથી ઉડાડી દેવામાં હુંશીયાર, મર્યાદા ન જળવાય એવાં બારીક ભભકાદાર વસ્ત્રો તથા ફેશનેબલ અલંકાર માટે પ્રેમીલી, મરજી મુજબ ગમે ત્યાં હરવાનું ફરવાનું પસંદ કરનારી, પતિગમન હકનો દાવો કરનારી, વડીલ વર્ગની મર્યાદા મૂકનારી, ઠાઠમાઠમાં રહી ગૃહકાર્યને પણ વેઠ ગણી વેગળું મૂકનારી, પ્રિય બચ્ચાંને ગમે તેવા લક્ષણવાળી આયાને સોંપી કુતરાંને ગોદમાં લઇ ફરનારી, થઇ જાય છે.

અર્વાચીન કેળવણીનોજ કંઇક એવો પ્રભાવ છે, એવી ખામી છે, કે ભણેલી ગણાતી અબળાઓ વધારે ખરચાળ થતી જાય છે. પતિની કમાણીનો વિચાર કર્યા સિવાય, આવકજાવકનું બજેટ તપાસ્યા

સિવાય, પોતાના મોજશોખ માટે તે ખરચ કર્યે જાય છે. વળી જ્યારે મોટાંઓને માન આપતાં સંકોચાય છે, ત્યારે નાનેરાની સાથે વાતચીત કરતાંજ લજાય છે, ને તેમને પોતાના કરતાં તુચ્છ ગણે છે. જરૂરીઆત ચીજ પસંદ કરતી વખતે સાદી ને ટકાઉ કરતાં તકલેદી પણ ભભકાદાર ચીજ તેઓ વિશેષ પસંદ કરી બેસે છે.

કેટલીક વખત કેળવાયલી બાળા વધારે ચકોર, વધારે મળતાવડી, તેમજ વાતચિતમાં વધારે રસીલી જણાય છે ખરી, પણ તેજ સાથે ઘણી વખત તેઓ વધારે ચાવળી અને ચીબાવલી પણ જોવામાં આવે છે, તેમજ ઇર્ષ્યા આદિ દુર્ગુણો કે જે દૂર કરવાનું કેળવણીનું ખાસ ને અગત્યનું કામ છે તે દૂર થતા નથી. એવા એવા દુર્ગુણો કેળવાયલી અને બીનકેળવાયલી સર્વ બ્હેનોમાં એક સરખાજ જોવામાં આવે છે. આપણે કબૂલ કરીશું કે કેળવણી તેને વિશેષ કોમળ બનાવે છે ખરી, પરંતુ બારીક નિરીક્ષાથી જણાશે કે તે સઘળી ઉપર ઉપરનીજ ટાપટીપ હોય છે.

ઉપર પ્રમાણે તેમની કેળવણી અને તેનાં પરિણામની સ્થિતિ છે. ગુજરાત કાઠીયાવાડનાં આંગળીને વેઢે ગણી શકાય એટલાં જુજ કુટુંબો સિવાય બાકીનાં કુટુંબોની સ્ત્રીઓનો મોટો ભાગ ઘણે ભાગે અજ્ઞાનજ છે. અક્ષરો વાંચતાં લખતાં આવડયા એટલે કેળવણી પૂરી થઇ રહી ગણાય નહિ. સંગીન ને સંપૂર્ણ શિક્ષણમાં બુદ્ધિની કેળવણી, નીતિની કેળવણી, ધર્મની કેળવણી, તેમજ ડહાપણ અને સદ્‌ગુણના સંમીલનની ખાસ આવશ્યકતા છે. આ શાળાનાં સ્ત્રીશિક્ષક બાળાઓને સારૂં શિક્ષણ આપવા માટે જે ખંત અને કાળજી ધરાવે છે તે જોઇ હું બહુજ ખુશી થયો છું, તેમજ મ્હારી પ્રજા સ્ત્રીકેળવણીથી થતા લાભ

સમજવાને લાયકાત ધરાવે છે તેથી પણ મને પૂર્ણ સંતોષ થયો છે. હજુ પણ પોતાની બાળાઓના સુશિક્ષણ માટે દરેક માબાપ પૂર્ણ કાળજી રાખશે તો હું ધારૂં છું કે સ્ત્રીઓમાં જે અજ્ઞાનતા જોવામાં આવે છે તેનો કાળે કરી નાશ થશે એમ મારૂં માનવું છે. હું મારી પ્રજાને દરેક રીતે કેળવાયેલી અને સુશિક્ષિત જોવાને હમેશાં ઇન્તેજાર છું અને તે સંબંધમાં થતા ખર્ચ માટે મારી તિજોરી હમેશાં ખુલ્લી જ રાખું છું.

આ મતલબનું છટાદાર ભાષણ થતાં સઘળી પ્રજા ઘણીજ આનંદ પામી, અને મહારાજાશ્રીને ધન્યવાદ આપવા લાગી અને તેઓ નામદારનું દીર્ઘાયુષ ઇચ્છી જયઘોષના પોકારો કરવા લાગી. બાદ મહારાજાશ્રીએ પોતાનું ભાષણ ખતમ કર્યું એટલે લક્ષ્મી અને શારદાએ પોતાના મધુર સ્વરથી રાજા પ્રજા ઉભયને બોધદાયક સ્વયંવર વિષે ગીત ગાવાનું નીચે મુજબ શરૂ કર્યું.

( મોહનજીએ મોકલ્યુંરે મોસાળુ. )

બાળકડીનો બાળજોરે બળાપો,<br>
લાડકડીનો બાળજોરે બળાપો;<br>
સ્વયંવરથી ઉંધો ધારો કાપો. બાળકડીનો૦ ૧<br>
મ્હોટા ને છોટા મતલબ માટે,<br>
વેચે પુત્રીને પૈસા સાટે. બાળકડીનો૦ ૨<br>
કહ્યું શાસ્ત્રમાં શું-તે ન જુએ,<br>
પ્યારી પુત્રીનાં સૌ સુખ ખુએ. બાળકડીનો૦ ૩<br>
જગમાં બીજા ઘણા અંધા જોયા,<br>
મ્હોટા કુળવાળાપર બહુ મોહ્યા. બાળકડીનો૦ ૪<br>
વીસનો વિવેકી વર મૂકી,

આપે કન્યા અંધાપાને ચૂકી. બાળકડીનો૦ ૫
એમ એ દીન તે વરને જોતી,
ત્રીજી રાતે આવે ઘેર રોતી. બાળકડીનો૦ ૬
બાળ વરની બાળા બીચારી,
( મૂર્ખ ) બાળને દઇ નાંખે મારી. બાળકડીનો૦ ૭
ઉંધા બુદ્ધિહીણું વર આણી,
દુઃખ દરિયે નાંખે પુત્રી શાણી. બાળકડીનો૦ ૮
પ્રેમી પિતા કેમ એને કહેવો,
ભાઇ હોય તો કાળના જેવો. બાળકડીનો૦ ૯
અસલી રીતો આજે મન આણો,
પ્યારી પુત્રીનાં જો દુઃખ જાણો. બાળકડીનો૦ ૧૦
સીતા રૂક્ષ્મણીને દમયંતી,
ઓખા વર શોધવા થઇ ખંતી. બાળકડીનો૦ ૧૧
આવી રીતો તે ઉંચે મૂકી,
કેમ હક લ્યો અમારા ખૂંચી. બાળકડીનો૦ ૧૨
હવે સઘળું ક્યાં સુધી સહીયે,
કો'ને દુખ કો આગળ કહીયે. બાળકડીનો૦ ૧૩
શાણીને તો શાણો વર સોહીએ,
શાણા વરને શાણી કન્યા જોઇએ. બાળકડીનો૦ ૧૪
મૂર્ખો આણી શાને માથે મારો,
શાણો મૂર્ખી વરે એ શો ધારો. બાળકડીનો૦ ૧૫
મીઠાઈમાં મીઠુ કેમ ભળશે ?
ભળશે તો સારો સ્વાદ ટળશે. બાળકડીનો૦ ૧૬

સંસારી બીજી બહુ એક ચીજો,
મન માનતી આણીને રીજો. બાળકડીનો૦ ૧૭
ત્યારે કેમ આ વાતમાં ઉંધા,
કજોડે જાય કેમ દિન સંધા. બાળકડીનો૦ ૧૮
રીતી કેવી યુરોપમાં ચાલે,
સ્વયંવર જોડું સુખે મ્હાલે. બાળકડીનો૦ ૧૯
આમાં કરવાની છે ન નવાઇ,
અસલી રીત આણો પિતા ભાઈ. બાળકડીનો૦ ૨૦
થાય સુખી જોડું એમ કરજો,
કન્યા કુમારીનું કાને ધરજો. બાળકડીનો૦ ૨૧

ઉપર મુજબનું ગીત ગવાતાં સર્વેનાં મન પ્રફુલ્લિત બન્યાં, મોંપર લાલાશ આવી ગઇ અને સર્વ એક ચિતે વાહવાહ કહેવા લાગ્યાં. એવામાં બાળલગ્ન વિષે બીજું ગીત ચાલતું થયું:—

( વેહરબી વનમાં વલવલે એ રાગ. )

બાળપણામાં બાળનાં, ન કરવાં લગન;
જો કરીએ જાણી જોઇને, બહુ ઉપજે વિઘ્ન.
બાળપણામાં બાળનાં૦
જેમ આંબે મોર જેટલી, ધારે કેરીઓ કોઇ;
વિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઇ. બાળ૦
જો કદી જોડું તે ઉછરે, નાવે મળતો સ્વભાવ;
આખી ઉમ્મરમાં એહને, દીસે દુ:ખનો દેખાવ. બાળ૦
અણબનતી તણો એહને, જ્યારે ઉપજે અંકોર;
એ માનનીના મુખતણી, ગાળો ખાય છે ગોર. બાળ૦

સમજણ કાચી શિશુપણે, નહીં મન સ્થિર ઠાર;
કહો તેને કેમ કરાવીએ, આખી વચનો કરાર. બાળ૦
અગ્નિરૂપે ઈશ્વર ગણી, જે ઠરાવ્યો જમાન;
શું સમજે શિશુ બાપડી, જેને જરીએ ન જ્ઞાન. બાળ૦
માબાપની મૂર્ખાઈનો, એ તો છે આડો આંક;
વાંકુ થયે પછી વેવલાં, કાઢે કર્મનો વાંક. બાળ૦
લ્હાવો લેવાની લાલચે, કંઈક લાજને કાજ;
આંખો મીંચીને ઉંડે કૂવે, પડે કરી પતરાજ. બાળ૦
પાછળ શું પસ્તાઈએ, એવો કરીને અનર્થ;
પાણી પીને ઘર પૂછીએ, એથી શું સરે અર્થ. બાળ૦
સંકટ દેખી સુતા તણું, કરે બાપ વિલાપ;
માતા મુખે મહા દુઃખના, શબ્દ ઉચ્ચારે આપ. બાળ૦
(દલપતકાવ્ય)

ઉપર પ્રમાણે ગાવાનું પૂરૂં થતાં સર્વે સભાજનો તરફથી ધન્ય છે! ધન્ય છે!! શાબાશ! શાબાશ!! વગેરે આનંદના ઉદ્દગારો નીકળવા લાગ્યા, કોઇ બાળાઓના મધુર સ્વરની તો કોઇ તેમના સંસારિક વિચારોની તારીફ કરવા લાગ્યું. અને વારંવાર હર્ષની તાળીઓના અવાજ સંભળાવા લાગ્યા. એટલુંજ નહીં પણ મહારાજશ્રીએ તેમને ધન્યવાદ આપ્યો. શેઠ શાહુકારો ખુશી થયા અને મહારાજાએ કન્યાવિક્રયની ભૂલ સુધારવા પોતાના મન સાથે સંકલ્પ કર્યો. કેટલાકો પોતાની જ્ઞાતીમાં એવા કઢંગા રીવાજ ચાલે છે તે સુધારવા યોજના કરવા આતુર બન્યા અને મહારાજશ્રીએ યોગ્ય શબ્દોમાં તારીફ કરી બંનેને એક એક કસબી સાળુ ઇનામમાં આપ્યો, તેમજ બીજી બાળા-

ઓને પણુ યોગ્ય ઇનામ તથા મીઠાઇ આપી મિલાવડો વિસર્જન કર્યો. આ મિલાવડામાં ભાગ લેવા ટેકચંદ આવેલ હોવાથી પોતાની ડાહી અને વિદ્વાન પુત્રીનો અભ્યાસ અને વિચારો જોઇ જાણી આનંદ પામ્યો, એટલુંજ નહીં પણુ આ સુશીલ કન્યાને તેના રૂપ ગુણુને લાયક વરને ખોળી તેની સાથે કન્યાદાન દેવું જોઇએ એવું આજે ભાન થયું. અને એ સંબંધી તમામ હકીકત પોતાની પ્રિય પત્ની સુંદરને જણાવી. પત્નીએ પણ પતિના વિચારને પ્રાધાન્યપદ આપ્યું, એટલુંજ નહીં પણ આજથીજ પોતાની પુત્રીના લાયક યુવકને ખોળવા તરફ બંને સ્રીપુરૂષનું લક્ષ દોરાયું.

# પ્રકરણુ ૬ ઠું.

## લક્ષ્મીને માટે યોગ્ય વરની ખોળ.

ન્યાશાળામાં ઇનામને સમારંભ થયા બાદ ટેકચંદે ઘેર આવી પોતાની પત્નીને સર્વે હકીકત જણાવી ત્યારથી લક્ષ્મીના માટે યોગ્ય વર સાથે પરણાવવાનું બન્નેના મનમાં રમી રહ્યું હતું. તે વાતને લગભગ ચાર છ માસ નીકળી ગયા, પણુ તપાસ કરતાં ક્યાંય પત્તો લાગ્યો નહિ. કોઇ ઠેકાણે વર મળે તો ઘર નબળું, અને ઘર મળે તો વરનું ઠેકાણું નહીં, વળી વર અને ઘર બંને લાયક હોય તો ખાવાપીવાના ઉધ્ધારા! અને કોઇ ઠેકાણે તે પણુ હોય તો

ન્યાતના રીવાજ મુજબ કન્યાના બદલામાં આપવાની રકમ ભારે હોવાથી કોઇ કબૂલ કરનાર મળતા નહીં, આથી આજ સુધી કોઇ ઠેકાણે વેવિશાળ થતું નહીં. એવામાં એક દિવસ સુંદરવહુ ગામમાં પારાયણ બેઠેલું હતું ત્યાં કથા સાંભળવા ગયેલી, જ્યાં પુરાણીબાવાએ શાસ્ત્રની આજ્ઞા મુજબ નીચેની મતલબનું વિવેચન કર્યું.

છપ્પો.

પાંચ આઠ અગીયાર વરસની પુત્રી થાયે;
દેવું કન્યાદાન, પછી ફળ ફોક ગણાયે.
બેસે બારમું વરસ, પુત્રી જો રહે કુંવારી;
ઋતુ પ્રવેશે રંગ, તો કન્યા થઈ નારી.
પુત્રી જેમ પગલાં ભરે, ગણ્યું તે કેટલાં થાય છે;
પિતા શીર્ષ પ્રલ્હાદ કેહ, તેટલી બ્રહ્મહત્યાય છે.

એ સાંભળી સુંદરનાં રૂવેરૂવાં ઉભાં થયાં. પોતાના ઘરમાં લગભગ બાર તેર વરસની કુંવારી કન્યા છે તેથીજ પોતાની માઠી દશા થતી હોય-ભાગ્યદેવી ફરી બેઠી હોય તેમ તેને લાગ્યું; આથી ગમે તે પ્રકારે પુત્રીનું નશીબ પુત્રી પાસે છે, આપણે માબાપ તો દલાલ છીએ એમ મન વાળી ઝટપટ વિવાહ કરી પરણાવી દેવાની ઉતાવળ કરવા લાગી. તેથી પોતાની ન્યાતમાં પોતાની જાણમાં જે વર અને ઘર હતાં તે ગણી વાળ્યાં પણ કોઇ જગોએ મન માન્યું નહીં, એટલે પોતાનાજ એકડાનાં ઘર વિલાસપુરમાં હોવાથી ત્યાં જઇ વર જોઇ યોગ્ય બંદોબસ્ત કરી વેવિશાળ-સગાઇ કરવા સારૂ જવા ઠરાવ કરી ત્યાં ગયાં અને પોતાનીજ જ્ઞાતિના ઓળખીતા માણેકચંદ નામના

દલાલ શેઠીયાને ઘેર જઇ મુકામ કર્યો. તેમને મળી સઘળી વાતથી વાકેફ કર્યા, અને તે સાથે છેવટે દશ હજાર રૂપીયા આપે તેનીજ સાથે સાક્ષાત્ લક્ષ્મી જેવી રૂપ અને ગુણવાન પુત્રી લક્ષ્મીનું વેવિશાળ કરવાનું કહ્યું.

સાંઝ પડી એટલે માણેકચંદ ગામના એકાદ બે લાયક શેઠીયાઓને ત્યાં જઇ આ બાબત હીલચાલ કરવા લાગ્યો. તેના મનમાં તો એમજ હતું કે "વરનું ગમે તે થાઓ, કન્યા કૂવામાં પડો" પણ મારા બે હજાર પાકે એટલે બસ છે. આથી તે તો રૂપ, રંગ, ગુણ, વય વગેરેની દરકાર કર્યા વિના મુંબાઇગરાનીજ પંચાત કરવા લાગ્યો, અને આ ઘર મૂકી પેલું ઘર એમ બે ચાર ઘર ફરી વળ્યો, પણ ક્યાંય પત્તો લાગતો નહીં. એક ઠેકાણે સાત આઠ વરસનો વર હતો તેણે ત્રણ હજાર કહ્યા, વળી એક ઠેકાણે વીસ વરસનો પણ જરા લંગડો અને આંખે ઝાંખવાળો હતો તેણે પાંચ હજાર કહ્યા, વળી એક ઠેકાણે ખાસ્સો પોણોસો વરસનો ડોસો પરણવા તૈયાર થયો તેણે સાત હજાર કહ્યા અને દલાલી બદલ એક હજાર જૂદા, એ પ્રમાણે કીંમત અંકાવા લાગી. પણ કોઇ પોતાના બે હજાર આપવાનું કહે નહીં, એટલે એ ચોકઠું બેસતું નહીં, અને એતો નિઃસંદેહ વાત છે કે એવા પેટભરા લાંચીયા પોતાનોજ સ્વાર્થ સાધનાર લુચ્ચા દલાલો હોય ત્યાં બીજાના હિતાહિતની દરકાર રાખે નહીં અને ગમે તેમ કરી લાકડેમાંકડું વળગાડી દેછે, તેના માટે એક કવિએ કહ્યું છે કેઃ—

### મનહર છંદ.

કૈંક છાના અને કૈંક, ઉઘાડા વેપાર કરે;

ન્યાતીલાઓ લાંચીયા, દલ્લાલ માંહી દહાડી છે.
હાથી સાથે ઉંટડી ને, ગધેડાથી પાડી જોડે;
પાડા સાથે ગાય અને બેલ સાથે પાડી છે.
મહામહા કલેશ ને વિનાશ થાય તેમ કીજે;
તોય લાજ લાવે નહીં, લોક એ અનાડી છે.
કહે નીલકંઠ એવી, કહેવતો પડી રહી;
દેખો ભાઇ વણિકની, કન્યા તો ઉઘાડી છે.

---

આવી રીતે એક તરફ દલાલનું કાવત્રુ ચાલતું હતું એવામાં ચિંતામાં શોકાતુર થયેલાં દંપતીનું ચિત નજીકમાં કેટલીક સ્ત્રીઓ ગરબા ગાતી હતી તે તરફ આકર્ષાયું, અને ત્યાં બે ઘડી મન વિશ્રામ કરવાનું ધારી ગરબા સાંભળવા બેઠાં. ગાનારીઓ સરખી સાહેલીઓ હોવાથી ગાવાની છટા વખાણવા લાયક થઇ. જેમ જેમ ગરબા ગવાતા હતા અને રાત જતી હતી તેમ તેમ સ્ત્રીઓ પણ જોસબંધ ગાતી. થોડીવારમાં એક પછી એક ઘણાં માણસો સાંભળવા એકઠાં થયાં તેમાં ટેકચંદ અને સુંદર પણ ત્યાં જઇ બેઠાં. એવામાં સ્વદેશાભિમાની સ્ત્રીઓએ નીચે મુજબનો ગરબો ગાવો શરૂ કર્યો.

## ગરબી.

(રાગ-મનમાને નહિ, સો ફેરા સમજાવું તોએ શું થાય.)

ઓ ધર્મી બાપ, દીકરીઓનાં સુખડાં દિલમાં ધારજો,
કન્યાવિક્રયને જડમૂળથી ઝાલી ઠેલી કાઢજો. ટેક.
તમો દયા ધર્મ નીત ધરજો, કન્યાસુખરીતી આદરજો;
તો સ્વર્ગપુરી અંતે ઠરજો—ઓ ધર્મી બાપ. ૧

કન્યા ધન જો કદી હસ્ત ચઢે, કાળુડો ડાઘ કપાળ પડે.
તેને અડતાં આભડછેટ અડે—ઓ ધર્મી બાપ. ૨
કુળવંત અકર્મીને જોશે, કીર્તિના લોભે લોભાશે;
એ પોક મૂકી અંતે રોશે—ઓ ધર્મી બાપ. ૩
વર કન્યા જોડી મેળવજો, શુભ શાસ્ત્રરીતિને ત્રેવડજો;
વળી ખર્ચ વસ ઘર જોઇ કરજો—ઓ ધર્મી બાપ. ૪
શુભ લક્ષણ રૂપ વયને ગુણે, વિદ્વાન વડો જગમાંહી ગણે;
અણઘટતાં કર્મ કરે ન ખૂણે—ઓ ધર્મી બાપ. ૫
વર એવાને કન્યા દેવી, શુભ આબરૂ આ જગમાં લેવી;
એમ સાણ પુરે વિદ્યા દેવી—ઓ ધર્મી બાપ. ૬
દીકરીઓ જો સુખી થાશે, બહુ આશીષો દિલથી દેશે;
સુખસંપત સંગ ઠરી રહેશે—ઓ ધર્મી બાપ. ૭
ધંધામાં બરકત ભોગવશો, બહુ પુત્ર તણાં ફળ ભોગવશો;
કીર્તિ કોટો અવિચળ કરશો—ઓ ધર્મી બાપ. ૮
કૃપાશંકરની અરજી સુણજો, કન્યાહિત માટે કરી ગણજો;
ભૂલ ચૂકતણી માફી કરજો, ઓ ધર્મી બાપ. ૯

આ પ્રમાણે ગરબો પૂરો થતાંજ સર્વ તેને વાહવાહ ધન્ય છે ના પોકારોથી વધાવા લાગ્યાં, અને અંદર અંદર કહેવા લાગ્યાં કે ખરેખર દરેક કન્યાના માબાપે આ શીખામણ મનન કરવા જેવી છે. દીકરીઓને યોગ્ય, કુળવાન પુરૂષો સાથે કન્યાદાન દેવાનું હોય તો કેવું સારૂ ! કન્યાવિક્રયેજ આ દેશને બલકે હિંદુ પ્રજાને તેમાં વળી ઉંચી ગણાતી કોમને પાયમાલ કરી નાંખી છે. માટે તે નિર્દય રાક્ષસને હાંકી કાઢ્યા સિવાય આપણું શ્રેય થવાનું નથી. વગેરે જુદા જુદા

ઉદ્દગારો નિકળવા લાગ્યા. જેમ જેમ પ્રેક્ષકો વખાણ કરવા લાગ્યા તેમ તેમ ગાવાનો જુસ્સો વધવા લાગ્યો અને ગાનારીઓ ઉન્મત બનવા લાગી. એવામાં મેનાસુંદરીએ નીચેનો ગરબો ગાવા માંડ્યો.

ઓ દુષ્ટ પિતા, દીકરી વેચી ધન લેવાનું ધાર માં,
દઈ ડોસાને રંડાપો આપ્યો તે કન્યાદાનમાં. ટેક
તને રુંવે રુંવે કીડા પડશે, તારી છાતીપર જમડા ચઢશે;
ધગધગતા ખીલા ધાબડશે—ઓ દુષ્ટ પિતા. ૧
તારાં ગાત્ર ગળત કોડે ગળશે, ઘરમાંથી ખાવાનું ટળશે;
વાવેલાં વિષ વૃક્ષો ફળશે—ઓ દુષ્ટ પિતા. ૨
કોઇ બળદ બીજું ન મળ્યું તમને, જે ઘરમાં ખાતર દીધ ખૂણે;
તને સાંભળે દુનીયાં આ ખૂણે—ઓ દુષ્ટ પિતા. ૪
અંતકાળ તણો લાહુ લીધો, ઝેરનો પ્યાલો મોઢે દીધો;
બાપલીયા તું જરીયે ન બીધો—ઓ દુષ્ટ પિતા. ૫
જો તારૂં પશ્ચાતાપ તણું, ઉર દ્વાર ઉઘાડી જો તું ક્ષણું;
તો સમજીશ સત્ય ખરેજ ઘણું—ઓ દુષ્ટ પિતા. ૬
બરે ડોસો ડગલાં દંડ વડે, થોડુ ચાલે ત્યાં થાક ચડે;
અડબડીયાંથી અથડાઇ પડે—ઓ દુષ્ટ પિતા. ૭
એ સાથે કન્યા ચોરી ચઢી, જોવા જન મળીયાં તેજ ઘડી;
તારી છાતી ફાટી ન કેમ પડી—ઓ દુષ્ટ પિતા. ૮
આ હરામી પૈસો નહિ રહેશે, છોકરી છાંજીયાં નિત્ય લેશે;
નખોદ જશે શાપો દેશે—ઓ દુષ્ટ પિતા. ૯
વિષ પાવું હતું ગળથુલીમાં, કે મારી નહીં શીળી ઓરીમાં;
પણ આતો સંકટની સીમા—ઓ દુષ્ટ પિતા. ૧૦

મીઢોળ મડા સાથે બાંધ્યો, શબનો સંબંધ અરે સાંધ્યો;
તેં પાપ પાક રાતે રાંધ્યો—ઓ દુષ્ટ પિતા. ૧૧
એ અંધ આરસી શું કરશે, એ રોઇ રોઇ અંતે મરશે;
ક્યાં વાવ કુવામાં જઇ પડશે—ઓ દુષ્ટ પિતા. ૧૨
એની શાસ્ત્ર વિષે પાડી છે ના, જન સુજ્ઞ સાહેદી છે એના;
આ પુન્ય પુરાવા આધેના—ઓ દુષ્ટ પિતા. ૧૩
આજ કાલ વધ્યો એ ચાલ અતિ, ફરી ગઇ છે માણસ કેરી મતિ;
જોતાં નથી નીતિ કે અનીતિ—ઓ દુષ્ટ પિતા. ૧૪
ઘરમાંથી ટળ્યું છે ખાવાનું, જેથી કાટલું કાઢ્યું કન્યાનું;
કોણ બંધ કરે નહીં કરવાનું—ઓ દુષ્ટ પિતા. ૧૫
નથી દેતું શીખ કોઇ શ્રીમુખે, પછી ભાવે તેમ કરે સુખ્ખે;
પણ વલ્લભનું દેખી દિલ દુઃખે—ઓ દુષ્ટ પિતા. ૧૬

ઉપર મુજબ મેનાસુંદરીએ કન્યાવિક્રય વિષે પોતાને થયેલા અનુભવનું આબેહુબ ચિત્ર ખડુ કર્યું છે, એ સિવાય બીચારી કરે પણ શું? "પેટનો બળ્યો ગામ બાળે" તેમ તેની જીંદગી અકારત ગઇ, અવતાર એળે ગયો, હેવાતણ નામનુંજ રહ્યું, તેથી પેટના ઉભરા રોઇ રોઇને કાઢે છે, તેમાં શું ખોટું છે? એથી એના માબાપનું શું સારૂ થાય છે, અને થવાનું છે? તેનો રક્તનો પૈસો ક્યાં સુધી પહોંચવાનો છે? અરેરે! કન્યાવિક્રયથી કેવાં કેવાં સંકટ ભોગવવાં પડે છે તેનો તાજોજ દાખલો આ મેનાનો છે. આ જોતાં ખરેખર એવા દુષ્ટ અને નુકશાનકારક ચાલને વળગી રહેનારને તેમજ તેમને મદદ કરનારને હજારો, લાખો અરે કરોડો વાર ધિક્કાર, ધિક્કાર અને ધિક્કાર છે.

આવાં વેણુ સાંભળી કંઇકનાં મન નારાજ થયાં, કંઇકને મૂર્છા આવી. ગરબા ગવાતા બંધ થયા, અને ઘણીખરી સ્ત્રી અને પુરૂષો કન્યાવિક્રય કરનાર મેનાસુંદરીનાં માબાપને ધિક્કાર અને ગાળોનો વરસાદ વરસાવતાં વરસાવતાં પોતાને ઘેર ગયાં. ટેકચંદ અને સુંદરને પણુ અતિશય ક્રોધ ચઢ્યો, અને પોતાની દીકરી પણુ વખતપર એવું દુઃખ ભોગવી શાપ કેમ ન દે! એ વિચાર થવા લાગ્યો. પોતે આવી દુઃખદાયક રૂઢીને વળગી રહી કદળી જેવી કોમળ દીકરીને પૈસાની લાલચે કૂવામાં ફેંકવા આવેલાં છે તે જોઇ અતિશય કંપારી આવી, પણુ હજુ કંકુમાં પાણી પડયું નથી, વિવાહ નક્કી થઇ ચૂકયો નથી. એમ જાણી પ્રભુનો ઉપકાર માનવા લાગ્યાં, અને તુરત ઉતારે જઇ સુઇ ગયાં, પણુ સુંદરવહુને આખી રાત ઉંઘ આવી નહીં. બંને દંપતીએ રાત્રે નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય પણુ હવે અહીં બહુ વાર ટકવાની જરૂર નથી અને જો રહીશું તો કદાચ આપણી નામરજી છતાં પણુ વખતે ફસાઇ પડવા વખત આવશે. માટે સવારે વહેલા ઉઠી માણેકચંદ શેઠની રજા લઇ ઘર તરફ ચાલ્યા જવું એજ લાભકર્તા છે.

# પ્રકરણુ ૭ મું.

## કન્યા વિક્રય એ અઘોર પાપ છે.

અરૂણોદય થતાંજ ટેકચંદ અને સુંદર બંને માણેક-ચંદ શેઠની રજા લઇ ઘર તરફ જવા નિકળ્યાં. ચોમાસુ પૂરૂં થવા આવ્યાથી ખેતરોમાં ઠેકઠેકાણે ખેડુતો પોતપોતાનો તૈયાર થયેલો માલ સાચવવા સારૂ ત્યાંજ રહેતા હોવાથી રસ્તામાં કાંઇ જાતનો ભય ન હોવાનું ધારી બંને દંપતી ચાલતાંજ વાતો કરતાં કરતાં રસ્તો કાપવા લાગ્યાં. સુંદરવહુને રાતના મેનાસુંદરીના અસરકારક ગરબાથી કન્યાવિક્રય તરફ અભાવ થયેલો, તેથી થોડેક સુધી તો લક્ષ્મીનો વિવાહ ન થવાથી પ્રભુનો ઉપકાર માની મનમાં ખુશી થવા લાગી. પણ પછી તે વિચારો અદસ્ય થઇ જતાં પોતાની અવદશા નજર આગળ ખડી થઇ કે જે અવદશા ટાળીને એકદમ લક્ષાધિપતિ થઇ જવા અને વૈભવ ભોગવવાના સાધ-નરૂપ લક્ષ્મીરૂપી હથીયાર તૈયાર કરેલું હતું તે નષ્ટ થવાથી ઘણીજ પસ્તાવવા લાગી. વૈભવ ભોગવવાની જીજ્ઞાસા પ્રબળ થઇ, સર્વ શુભ વિચારો ઢંકાઇ ગયા, વહાલી પુત્રીનું સુખ પણ કૂવામાં પડ્યું, અને લક્ષ્મીનો વિવાહ કર્યા સિવાય પાછાં ફર્યાં તેના માટે અફસોસ કરવા માંડી. જેમ જેમ રસ્તો કાપતાં ગયાં તેમ તેમ હવાઇ કિલ્લારૂપ કરેલા તરંગો ભંગ થવા લાગ્યા. છેવટે તે વિકારને વશ થઇ, પોતાના

પતિને હૃદયના વિચારો જણાવવાની ઇચ્છા થઇ, તેથી તે બોલી, "સ્વામીનાથ ! ! ધૂળ નાંખી કન્યાના પૈસા લેવામાં. શાસ્ત્રો ગમે તેટલી મના કરતાં હોય, પાપ લાગવાની ધમકી આપતાં હોય, પણ તે પાપ અત્યારે તો ભોગવવાનાં નથી ? પણ પરભવ એટલે બીજા અવતારે ભોગવવાંજ પડશે તેની શી સાબીતી ? ત્યાં જઇને પાછું કોણ આવ્યું છે ? ત્યાં ગયેલામાંથી કોઇએ કટકો કાગળ લખ્યો છે ? વળી નવો અવતાર લેવો પડે છે તેજ કોણે નક્કી કર્યું છે ? અને લેવો પડતો હોય તોપણ પાછલા જન્મની કોને ખબર રહે છે ? મને તો શાસ્ત્રની વાતો તુતેતુત લાગે છે અને વખતે આવતા અવતારે ભોગવવાં પડતાં હોય તોય શું ? આ અવતારે જે સુખ અને સાહ્યબી ભોગવી તે તો ખરી ? હાલ જે દરિદ્રાવસ્થાનું દુઃખ ભોગવીએ છીએ તેમાંથી તો છુટીએ ! ન્યાતીલા અને સગાંઓનું દેવું કેટલું બધું છે ! વળી છોકરાં છૈયાં પરણાવતાં ખર્ચ નહીં થાય ? એ બધું શી રીતે વળવાનું છે ? એતો જાણે ઠીક છે, પણ ન્યાતીલા અને સગાઓ વારંવાર મેણાં દે છે તે તો સાંખવાં ન પડે ? આજ સુધી તો જાણે ગમે તેમ ચલાવ્યું પણ હવે તો ગામમાં નથી ઘર કે સીમમાં નથી ખેતર કે તે ઉપર ગુજરાન ચલાવીએ. જે પાંચ પચાસ આ સાલ પેદા કર્યા છે, તે તો લક્ષ્મી પરણાવતાં ખર્ચાઇ જશે, એટલે પછી એની એ દશા નહીં થાય ? માટે મારૂં કહેવું માનો તો આપણી ન્યાતના ચાલતા આવેલા રીવાજમાં ડહાપણ કરવા જરૂર જેવું નથી. પોતાની ચીજનો ગમે તે ઉપયોગ કરીએ. આપણી જણસભાવ રાચરચીલુ અને ઘરબાર વેચીને પૈસા નથી લીધા ? આપણી ગરીબી અવસ્થામાં તે વેચવું પડયું તો પછી દીકરી વેચી દામ લેવા એમાં શું ? આપણી સ્થિતિ

સારી હોત તો આપણી સ્થાવર જંગમ મીલકત શા માટે વેચવી પડત ! ! તેમજ દીકરીને પણ પૈસા લીધા વિના, અરે ! સામુ હજાર બે હજારનું ઘરેણું ગાંઠું આપીને ન પરણાવત ? આપણે પહેલ વહેલો ઓછોજ ચાલ પાડવો છે ? આ આખી ન્યાતમાં જુઓને ! કોણ ઝાઝે કે વ્યાજે કમાઇને પૈસાદાર થયેલુ છે ? આપણી ન્યાતમાં કોની કિંમત છે ? દીકરીઓના પૈસા લઇ એકાદ બે વખત સારૂ સારૂ જમણ કરે એટલે લોકો તેની વાહવાહ કહે અને તેજ આબરૂદાર ગણાય છે. આ તમારા બાપદાદાજ, છોકરીઓના પૈસા લેવા તો ક્યાંય રહ્યા, પણ દાન ઉપર દક્ષણા કરી કરીને ઘસાઇ ગયા છે છતાં તેનો અત્યારે કોણ ભાવ પૂછે છે ? માટે મારૂં કહ્યું માનો તો પાછા વળો, અને પાંચસે હજાર વત્તા ઓછા કરી માણેકચંદ શેઠ કહે ત્યાં નક્કી કરીનેજ જઇએ. "

આ સાંભળી ટેકચંદને અત્યંત ક્રોધ ચઢયો, આંખ્યો લીલી પીળી થઇ ગઇ. સ્ત્રી ઉપર તિરસ્કાર થયો, પણ તે હૃદયમાં દબાવી રાખી બોલ્યો, " ઘેલી મૂર્ખ સ્ત્રી ! તારા જેવી સદ્દગુણના ભંડારરૂપ ગણાતી સ્ત્રીના મુખમાંથી આવાં કર્કશ વચનો નીકળતાં સાંભળી મને ઘણીજ લાગણી થાય છે, તેવાં મૂર્ખાઇ ભરેલાં વચનો સાંભળી મારૂં હૃદય ચીરાય છે. નિર્ધનાવસ્થા બહુ બુરી છે તેથી સંકટમાંથી ઘેરાએલા માણસના હાથે કાંઇ પણ ખોટું કામ થઇ જાય, તેના વિચારો બદલાઇ જાય, તેમાં ઘણી નવાઇ નથી. પણ સુંદર ! તારા આવા વિચારો જાણીને મને અત્યારે ઘણોજ ખેદ થાય છે. ખેતર, વાડી, ઘરબાર, રાચરચીલુ એ વગેરે બીજો વેચવા યોગ્ય છે માટે તેને વેચીને જરૂર પડે પૈસા લેવા એ ખોટું નથી, પણ દીકરી-વ્હાલી

પુત્રી તે વેચવા જેવી ચીજ નથી. જે લોકો પોતાનાં પ્યારાં સંતાનોના સુખદુ:ખની દરકાર ન કરતાં પૈસાનીજ લાલચે વેચે છે—મનમાન્યા પૈસા લે છે તેને દુષ્ટ, અધમ, પિશાચ, રાક્ષસ વગેરે જે જે ઉપમાઓ આપીએ તે યોગ્ય છે. દીકરીનો પૈસો લઇ જેઓ લક્ષાધિપતિ થતા હોય તે ભલે થાય, પણ તેમનો પૈસો ચાર દહાડાનું ચાંદરણું રહેવાનો, પણ અંતે દુધના દુધમાં ને પાણીના પાણીમાં જવાના. આપણી હાલ જે અવદશા છે તે કદાચ ભવિષ્યમાં એથી પણ માઠી દશા આવે તેની મને ચિંતા કે દરકાર નથી. પણ ગુલાબના ફુલરૂપ સુકોમળ કન્યાનો વિક્રય કરી તે પૈસાથી લક્ષાધિપતિ થવાનો સ્વપ્ને પણ ખ્યાલ કરવાનો નથી નથી ને નથીજ. શું આ પાપી પેટને માટે આ બાળાનો આખો ભવ બગાડું ? પથ્થર સાથે રત્ન પછાડુ ? ! ના, ના, એ કામ મારાથી કદી પણ બનવાનું નથી. આપણને પૈસાદાર રાખી સાહ્યબી ભોગવવા દેવાની પ્રભુની મરજી હોત તો મારા બાપ પાસે ક્યાં ઓછું નાણું હતું ? દીકરી વેચીને પૈસાદાર થવા કરતાં નિર્ધનાવસ્થામાં રહેવાનું હું વધારે પસંદ કરૂં છું. ખેર ! પણ મને એજ આશ્ચર્ય થાય છે. કે તારા જેવી સમજુ સારાસારનો વિચાર કરનારી સ્ત્રીના સુવિચારો એકાએક બદલાઇ જઇ વિકારને વશ થઇ તને ન છાજતા વિચારો કાઢે તેના માટે મારે શું સમજવું ? હું તો એમજ સમજું છું કે કાલે માણેકચંદશેઠને ત્યાં આપણે રહ્યાં ત્યાં તેમનું અન્ન જમ્યાં તેથીજ તેના જેવા નીચ વિચારને તાબે થયાં. લોકોમાં કહેવત છે કે “અન્ન તેવા ઓડકાર” એ શું ખોટું છે? શાસ્ત્રો કદાપિ અતિશયોક્તિ ભરેલાં વચનો કહેતાં હોય તો તે મારે માન્ય નથી. પણ સારાસારનો વિચાર કરવાની પ્રભુએ સૌના ભેગી મને પણ બુદ્ધિ આપી છે તેથી

હવે કદી પણ એવા અધમ વિચારને વશ થઇશ નહીં. જો કાલે કાંઇ પણ સાહસ કર્યું હોત તો તેની ના કહેવાત નહીં. પણ પ્રભુનો ઉપકાર માનો કે અગ્નિની ઝાળમાં, અરે ! ચંડાળના દ્રવ્યમાં, હાથ ઘાલતાં બચી ગયાં. મેનાંસુંદરીનો પણ ઉપકાર માનો કે તેણે આપણાં નેત્રો ખુલ્લાં કરી અધમ માર્ગે જતાં અટકાવ્યાં. એક વખત અજાણતામાં ભૂલ થાય અરે કૂવામાં પડાય તેનું કાંઇ નહીં. પણ અહીં એક ઉંડો કૂવો છે એમ જાણ્યા છતાં ધોળે દહાડે હાથમાં મશાલો લેઇ કૂવામાં હું પડવાનો નથી." આ પ્રમાણે ટેકચંદનાં બોધદાયક વચનો સાંભળતાંજ સુંદરવહુ શરમીંદી થઇ ગઇ, કપાળે કરચલીઓ વળી ગઇ, ગાત્ર શિથિલ થઇ ગયાં, અને નીચું મુખ રાખી પાછળ પાછળ ચાલવા લાગી, અને પોતાના ખરાબ વિચારોને માટે પસ્તાવા લાગી કે જો પૃથ્વીદેવી માગ આપે તો અંદર સમાઇ જાઉં એવું પોતાને થવા લાગ્યું, અને મનમાં વિચારવા લાગી કે અરેરે ! મારા વિચારો છેક અધમ કેમ થઇ ગયા, કે નાહક મારા પતિને કંટાળો ઉપજાવ્યો, કાન અપવિત્ર કરાવ્યા ! વગેરે વગેરે ઉદ્ગારો કાઢી પશ્ચાતાપ કરવા લાગી. આખરે તેની છાતી ભરાઇ આવી, આંખોમાંથી પાણી વહેવા લાગ્યું અને પતિની પાસે માફી માગવાનો વિચાર સુઝયો, પણ મોઢેથી બોલાય નહીં. છેવટે મહા પ્રયાસે હાથ જોડી બોલી. " સ્વામીનાથ ! મારા શિરછત્ર પ્રભુ ! હું તો એક નાદાન સ્ત્રીજાતિ છું. ગમે તેવી ડાહી પણ સ્ત્રી તે તો સ્ત્રીજ, આપને મારી દુષ્ટ વૃત્તિ ન જણાવવી જોઇએ પણ મારી બુદ્ધિ ગુમ થઇ ગયેલી હોવાથી મારા વિચારો મેં આપને જણાવી આપને નાહક કંટાળો આપ્યો છે તેનો મને ઘણોજ પસ્તાવો થાય છે. ક્ષણિક સુખને માટે

દીકરીનો ભવ બગાડવાની વૃત્તિ થઇ તેના માટે મને ઘણીજ શરમ લાગે છે, આપ મારા બોલવા સામું જોશો નહીં, આપે મારા નેત્ર ઉપર ફરી વળેલાં પડળ ખુલ્લાં કર્યાં છે તેથી મારા ખરાબ વિચારો માટે મને જે વ્યથા થાય છે તે કહી શકતી નથી. વ્હાલા ! આપને નાહક ખેદ કરાવ્યો તેની હું ફરી ફરીને માફી માગું છું. અરેરે એવા દુષ્ટ વિચાર કરવા માટે થયેલા પાપમાંથી હું કયારે છુટીશ ?" એમ કહી નીચે બેશી રોઇ પડી. આ જોતાંજ ટેકચંદે કહ્યું "સુંદર ! એમાં રડે છે શું ! આમ છેક કાચા હૈયાનાં થતાં હોઇશું ? મેં તો એક સાધારણ વાત કરીને મારા વિચારો જણાવ્યા છે. તારા બોલવાથી મને કંઇ માઠું લાગ્યું નથી. ભલે ! તારો જો એવોજ વિચાર હશે તો ફરીથી જઇને નક્કી કરતાં કયાં નથી આવડતું ? ઘેર જઇને આપણા શુભેચ્છક છબીલદાસભાઇને તો પૂછીએ ! આમ છેક ઉતાવળ કરવાની શી જરૂર છે ? તારી વૃત્તિ દીકરીના પૈસાથી ધનવાન બનવાની થઇ તો તેમાં મારે શું ? તું કહીશ તેમ કરીશું. માટે ચાલ ખોટી ન થા, બપોર થયા છે, ભૂખ પણ લાગી છે, માટે નદી ઊપર જઇ નાહી ધોઇ ટીમણ કરી લઇએ." સુંદરે કહ્યું ! "સ્વામીનાથ ! મને વધારે બાળશો નહીં, તમારા દરેક બોલ મને છાતીમાં બાણ માફક વાગીને આરપાર નીકળી જાય છે. હવે મારે કદી પણ વિક્રય સબંધે વિચાર કરવો નથી, તેમ મનમાં લાવવો પણ નથી. વગર મહેનતનાં પકવાન કરતાં મહેનત કરી મેળવેલો સુકોપાકો રોટલો વધારે મીઠો લાગશે, માટે આપની વૃત્તિ તે મારા મનને તો આજ્ઞાજ છે." એમ કહી ઉતાવળે ચાલ્યાં. થોડેક ગયાં નહીં એટલામાં ગામની નજીક નદી આવ્યાથી તેના તીરે આવેલા વિશાળ વડની છાયા નીચે

બંને જણ બેઠાં અને પોટકી મૂકી ન્હાવા ગયાં. નદીમાં ન્હાઇ ધોઇ પોતાની પાસેના ખાત્રામાંથી બન્નેએ ખાઇ લીધું અને લાંબા રસ્તાની મુસાફરીથી થાકેલાં હોવાને લીધે ભોંયે લુગડું નાંખી બંને જણ જુદાં જુદાં આરામ લેવા માટે પડયાં. ચોમાસાનો પણ ઉન્હાળા જેવો સખત તાપ, ખરા મધ્યાહ્નનો વખત, તેમજ થાકેલાં હોવાથી થોડીવારમાં નિદ્રાધીન થયાં.

બન્ને દંપતી થોડીવાર આરામ લઇ ચાલવા લાગ્યાં. રસ્તામાં તેમને બીજા બે ચાર માણસોનો સમાગમ થયો તેથી તેમને આનંદ થયો અને વાતોના ગપાટા મારતાં ચાલવા લાગ્યાં. સોબતીમાંથી એકે પૂછ્યું, કેમ શેઠ ? કઇ તરફ ગયા હતા વારૂ ?

ટેકચંદ—અમારે એક કન્યા છે તેના વેવિશાળ માટે અમો વિલાસપુર ગયાં હતાં. જો કે પ્રથમ અમારો વિચાર કન્યા સાટે અમુક પૈસા લઇ તેનું વેવિશાળ કરવાનો હતો, પણ કન્યાવિક્રયથી થતાં નુકશાનોનો અમને અનાયાસે વિલાસપુરમાં અનુભવ થતાં અમારી આંખ ઉઘડતાં અમો પ્રભુનો આભાર માની વેવિશાળ કર્યા શિવાય પાછાં અમારા ગામ તરફ જઇએ છીએ. કન્યાવિક્રય નહીં કરવા માટે મારો દ્રઢ નિશ્ચય છે, છતાં આ સ્ત્રીનું મન હજુ તે સંબંધમાં ડચુપચુ છે.

પ્હેલો મુસાફર—ભાઇ કન્યાવિક્રય માટે તમો તમારી ભૂલ સમજ્યા એ ઘણીજ આનંદની વાત છે. કારણ કે કન્યાવિક્રય કરનારા ગૃહસ્થ કરતાં તો ચંડાળ સારો, કારણકે તે તો જનાવરોને એકદમ ઠાર કરે છે, કાંઇ કન્યાવિક્રય કરનારાઓની માફક તેમને રીબાવી રીબાવીને મારતા નથી. ગરીબ ગાય જેવી દીકરીને પૈસાની

લાલચે અત્યંત દુઃખમાં ધકેલી દઈ તેના શાપોના ભોકતા થવું તેના કરતાં તેને કૂવામાં ધકેલી દેવી તે વધારે સારૂં. તેના માટે એક કવિ કહે છે કે—

### મનહર.

વાઘ મારી નાંખે એહ જાણવું કાંઇક સારૂં;
જીવ જાય તરત, ન દુઃખ તણાં કાંઇ છે.
નાગ કરડે તે પણ જાણવું જરૂર ઠીક;
થોડીવાર દુઃખ પામી, જીવ સુખમાંહી છે.
બકરાંને મારે છે કસાઇ ક્રુર દીલ કરી;
એહ પણ સારૂં મોત, થોડું દુઃખદાઇ છે.

( કાવ્ય કમલાકર )

બીજો મુસાફર—ખરૂં છે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે.—

**व्याधाः श्रेष्टा मनुष्याणां कन्याविक्रयकारिणाम्।**
**ते निर्दयाः परेष्वेव पुत्रादिषु दयान्वयाः ॥**

અર્થ—જે માણસ કન્યા વેચે છે તેના કરતાં તો પારધી પણ સારો, કારણકે તે બીજાને માટે નિર્દયતા વાપરે છે, પણ પોતાના કુટુંબો ઉપર તો દયા રાખે છે. વળી.—

**मेरुमंदरतुल्यानि, पापानि विविधानि च ।**
**रुद्रजापेन नश्यन्ति, कन्याविक्रयजं विना ॥ १ ॥**

અર્થ—શિવજીના જાપ કરવાંથી મેરૂ જેવડાં જુદાં જુદાં પ્રકારનાં પાપ નાશ પામે, પણ કન્યાવિક્રયનું પાપ મરે નહીં.

કહો ભાઇ તે કેટલું અઘોર કૃત્ય છે?

જે જે જ્ઞાતિઓમાં કન્યાનો વિક્રય થાય છે તે લોકોને કન્યાનો જન્મ થયો સાંભળીને બહુજ આનંદ થાય છે, તેને લાડમાં ઉછેરવામાં આવે છે; જો તે જરા પણ માંદીસાજી થાય છે તો ઘરમાં બધાંનો જીવ ઉડી જાય છે, કારણકે પુત્રી એતો જાણે કરનસી નોટજ હોયની! એમ તેઓ માને છે. કન્યાવિક્રયનો ચાલ અધમમાં અધમ છે એ કાંઇ ખોટું નથી. કન્યાવિક્રયની બાબતમાં જે જે અધમ ઉપમાઓ આપીએ તે ઓછી છે. તેના માટે એક કવિ શું કહે છે તે જરા સાંભળોઃ— .

મનહર છંદ.

અંગ્રેજના રાજ્યમાંહી, નોટોમાં ચલાવ્યાં નાણું,
અધમ જનોએ, પુત્રીને ઠરાવી નોટમાં;
અંગરેજી નોટ તે તો કાગળના કટકામાં,
હાથપગવાળી નોટ પાપીઓની કોટમાં;
તે નોટની કોઇ જન, કીંમત ન કરી શકે;
રંગ રૂપ જેવી તેવી કીંમત કપાળમાં;
ખાધી જેણે મોટી ખોટ, દીકરી ઠરાવી નોટ;
મન માન્યા લે છે દામ, કાંતો માંડે થાળમાં;

( કવિ કૃપાશંકર ઝીણાભાઇ. )

પ્હેલો મુસાફર—ભાઇ કન્યાવિક્રય સંબંધે જે જે ઉપમાઓ આપીએ તે થોડી છે. તેના માટે તો જેટલું બોલીએ તેટલું થોડું છે. કારણ કે દીકરીના પૈસા લેવાથી લેનારનું કદી પણ સારૂં થતું નથી. તેમજ એ અધર્મનો પૈસો ઘરમાં કદી પણ ટકતો નથી. તે તો જે રસ્તે આવ્યો તેજ રસ્તે ચાલ્યો જાય છે તેના માટે એક કવિ કહે છે કે.—

છપ્પો.

બે દીકરીના દામ, પ્રમ રહેવાનો તેને;
દુઃખટળીને સુખ કહોજી મળ્યું છે કેને?
રક્ત લક્ષ્મી છે એજ, તેજ ઘરમાં ન વ્યાપે.
કરે કૂળનો નાશ, હળાહળ કુમતિ આપે.
ચામનો દામ ઉપજાવીને, તું તો ખુશી થાય છે;
વિક્રયધન આવ્યા થકી, હોય તે સો પણ જાય છે.

માટે દીકરીનો પૈસો લઇ કદી પણ ખુશી થવું ન જોઇએ.

સુંદર કે જે અત્યાર સુધી મૂગે મોઢે બધું સાંભળી રહી હતી તે બોલી–ભાઇ તમે કહો છો કે દીકરીનો પૈસો રહે નહી પણ અમારા ગામમાં તો ઘણા ગૃહસ્થો દીકરીના પૈસાથી પૈસાદાર થયા છે તેનું કેમ વારૂ! અને કન્યાવિક્રયમાં આવું આવું પાપ છે ત્યારે તેના માટે લોકો કેમ કાંઇ બંદોબસ્ત કરતા નહીં હોય વારૂ?

બીજો મુસાફર–બેન તમારા ગામમાં દીકરીના પૈસા લઇ કેટલાકો પૈસાદાર થયા છે એમ કહો છો પણ તે તો ઉજળું એટલુંજ દુધ છે. માત્ર ચાર દહાડાનું ચાંદરણું છે. પરિણામે તો કંઇજ નથી. વળી આ બાબતમાં યોગ્ય બંદોબસ્ત કરવા માટે ઘણા લોકો ઘણાં ફાંફાં મારે છે, પણ જ્યાં સૌને પોતાના પેટની પડી હોય ત્યાં શું બની શકે? છતાં પણ હવે સૌ એ સંબંધમાં પોતાની ભૂલ સમજતા થયા છે, તો કોઇ વખતે તે રીવાજ નાબુદ પણ થશે.

આટલી વાતચીત થતાં સૌને જુદે જુદે રસ્તે વળવાનું થતાં એક બીજાથી છુટા પડવા સૂચના કરી.

સુંદર બોલી—ભાઇ તમારા સમાગમથી અને તમારી વાતચી-

તથી મને ઘણુંજ જ્ઞાન પ્રાપ્ત થયું છે, કારણ કે કન્યાવિક્રયમાં આવું આવું પાપ છે તે મારા જાણવામાં નહોતું અને તેથી તો મેં આમને ( પોતાના પતિ તરફ આંગળી કરીને ) મેં મારા દુષ્ટ વિચારોથી ઘણોજ સંતાપ ઉપજાવ્યો હતો. પણ હવે હું સઘળું સમજી છું, તે ખાતે તમારો સઘળાંનો આભાર માનું છું.

એમ બોલી સઘળાં છૂટાં પડયાં અને ટેકચંદ તથા સુંદર પણ પોતાના ગામભણી ચાલ્યાં.

---

# પ્રકરણ ૮ મું.

## આનું નામ જાહેર હરાજી નહીં તો બીજું શું ?

પ્રિય વાંચકો ! વિલાસપુરમાં પોતાના દુઃખના અનુભવનો ગરબો ગાતી મેનાસુંદરી તે કોણ છે તેને આપ ઓળખતા નથી તેથી ઓળખવા ઉત્સુક હશો ! તો ચાલો આપને તેની ઓળખાણ આપું.

એ મેનાસુંદરી કનકપુર શહેરના નવલચંદ શેઠની પુત્રી થાય. તેને આ ચોથી વખત વિવાહ કરી અહીંના કપટચંદ નામના આશરે વીશેક વરસના યુવાન સાથે પંદર હજાર લઇ તેના બાપે પરણાવી હતી.

મેનાનો જન્મ થયો ત્યારથીજ તેનાં માબાપ તેને લાડથી ઉછેરતાં હતાં, જેથી સારૂં સારૂં ખાવાની, વસ્ત્રાભૂષણો પહેરવાની

અને અમર્યાદ શબ્દો બોલવાની તે રસિયણ બની હતી; કેમકે એક તો નાનું બાળક અને તેમાં વળી દીકરી–પ્રિય પુત્રી–હૈયાનો હાર–પંદર વીસ હજારની ચિઠ્ઠી–એક અમૂલ્ય કીંમતી દાગીનો, તેનું મન દુભવતાં કેમ જીવ ચાલે ? કદાપી તેનું મન દુખાય તો તેનું નાજુક કોમળ વદન કરમાઇ જાય અને તેથી કોઇ ગ્રાહક હજાર પાંચસોની કીંમત ઓછી કરે. તેમ થવા ન પામે તેની તેમને વધારે કાળજી હતી, તેથી બનતા લાગી તેને કોઇ ખોટું લાગે તેમ કહેતુંજ નહીં, પણ ઉલટું ઉત્તેજન આપતા. ફળીયામાં આડોશીપાડોશીનાં છોકરાં સાથે લઢતી, ગાળો દેતી અને મારતી, તોપણ કોઇથી કાંઇ બોલાતું નહીં. ખરેખાત મેનાનોજ વાંક હોય પણ તેનું મન રાજી રાખવા સારૂં તેનાં માબાપ સામા માણસની સાથે મેનાનો પક્ષ કરી લઢવા જતાં. આથી તે છોકરી દીવસે દીવસે ઉન્મત્ત બનવા લાગી. આજુબાજુનાં હલકી વર્ણનાં છોકરાંની દેખાદેખી બોલતાં આવડ્યું ત્યારથીજ રોવા કુટવા શીખવા માંડી. કોઇ કોઇ વખતે રોતાં અને કુટતાં જોઇ તેનાં માબાપને આનંદ થતો અને "વાહ ! વાહ !!" કહી વધાવતાં, જેથી દરેક દુર્ગુણને ઉત્તેજન મળવા લાગ્યું. તે થોડા વખતમાં ભૂંડાળી ગાળો અને ફટાણાં ગાવામાં સૌથી પહેલા નંબરમાં ગણાઇ.

મેના સાત વરસની થતાં તેને નિશાળે મૂકવામાં આવી. ત્યાં પણ લઢી વઢી અને તોફાન કરી શિક્ષકને પજવતી. વળી તેનાં માબાપના સ્વભાવને સર્વે ઓળખી રહેલાં હોવાથી શિક્ષક પણ ત્યારે કંઇ કહી શકતો નહીં, જેથી તે બે ત્રણ વરસ નિશાળમાં રહી છતાં સદ્ગુણ શીખવાને બદલે બહારની ખરાબ સોબતને લીધે દુર્ગુણમાં વધારો થતો ગયો. મેનાના જન્મ અગાઉ તેના બાપની સ્થિતિ

બહુજ ગરીબ હતી, ખાવાપીવાના તથા વસ્ત્રાભૂષણના પણ સાંસા પડતા. આથી તેનાં માબાપ તેનો જન્મ થતાંની સાથે એક કુસુમકાન્ત નામના ગૃહસ્થને ઘેર તેના દીકરા વેરે સગપણ કરી પ્રથમ ત્રણ હજાર રૂપીઆ લાવી અમનચમન ઉડાવવા લાગ્યાં. કુસુમકાન્તને લક્ષ્મીનો ટોટો નહોતો, પણ તેનો દીકરો લાલચંદ ખરેખર લાલસાહેબ હતો તેથી આજ સુધી કુંવારો રહ્યો હતો. લક્ષ્મીપતિનાં છોકરાં ઘોડીયામાંથીજ પરણવાં જોઇએ, પરંતુ ઇશ્વરની અવકૃપા કહો કે લાલચંદનું નશીબ કહો, ગમે તે કારણથી ઇશ્વરે તેના રૂપરંગમાં દરકાર રાખી નહોતી. લાડીલો લાલચંદ નાનપણથી જ તોફાની હતો, તેમાં વળી ઘોડા ઉપર બેસવાનો શોખીન હતો. તે એક વખત દસરાની સ્વારીમાં ઘોડો દોડાવતાં પડી ગયો તેથી તેના હાથ અને પગને નુકશાન થયું; અને પછી નશીબ દેવીએ જોર કર્યું તેથી શીતળાદેવીએ પોતાનો પંઝો અજમાવી એક આંખે કાણો કર્યો. જીભ તો જન્મથીજ તોતડી હતી, પરૂપાધરૂં બોલાતું પણ નહીં, અને શરીરનો વર્ણ તો ખાસો મઝાનો હતો, જાણે કે અમાવાસ્યાની ખાસી અજવાળી રાત! ! તેમાં ભણવાગણવાની તો વાતજ શી! કાળા અક્ષરને કુટી મારે તેવો હતો; આથી દસ બાર વરસનો થતાં સુધી કુંવારોજ રહ્યો હતો, કોનો દહાડો ઉઠયો હોય કે આવા રૂપરૂપના ભંડાર અને સુલક્ષણા કુંવરને કન્યા આપે? આ કારણનો નવલચંદને ઠીક લાભ મળ્યો, કેમકે ભૂખ્યો ભાત પોકારતો હતો જેથી "જોઇતું હતું અને વૈદે કહ્યું" તેના જેવું થયું. નવલચંદને ઓછીજ રૂપરંગની કે કન્યાના સુખની દરકાર હતી! તેને તો પૈસા સાથેજ કામ હતું. અને કુસુમકાન્તને પૈસાની કમી નહોતી, આથી પોતાની સ્ત્રીને પણ

પૂછ્યા સિવાય વિવાહ કરી વ્હાલા વેબાઈને ઘરમાં પધરાવી દીધા. તેની સ્ત્રીને ખબર પડતાં ઘણોએ કજીયો કર્યો, પણ પછી શું ? છેવટે તેને સમજાવી કે "નાહાન સ્ત્રી ! તારે રૂપરંગનું શું કામ છે ? રંગરૂપ વાળા ઘણાએ ભૂખે મરે છે ! આને ત્યાં ક્યાં પૈસાનો ટોટો છે કે હાથ પગ ને આંખો વિના ચાલવાનું નથી ? એક બે નોકર વધારે રખાય ! વળી આ કુસુમકાન્ત થોડા વખતમાં ગુજરી જશે, પછી એ મીલકતનો વારસ આ છોકરો એટલે કે આપણી મેનાજ છે એટલે આપણે શું કમી રહેવાની ? છોકરી આપણા ઘેરની ઘેર અને પૈસાનો પોબાર, માટે પ્રભુનો ઉપકાર માન કે આપણા માટે આવી ગોઠવણ અગાઉથી કરી રાખેલી છે" આવી રીતે સમજાવી મન વળાવી કજીયો પતાવી દીધો. સગપણ થયે ત્રણ ચાર વરસ થતાંમાં નવલચંદના લીધેલા ત્રણ હજાર રૂપીઆનો સરવાળો આવી ગયો. એટલામાં કનકપુરમાં ભયંકર કોલેરા ચાલ્યો તેમાં આપણા લટકાળા બાલચંદ પટકાયા અને બે ચાર દીવસ માંદગી ભોગવી સ્વધામ સીધાવી ગયા. ગામમાં ઘણા લોકો દિલગીર થયા ત્યારે નવલચંદના આનંદનો પાર રહ્યો નહીં. સ્મશાનમાંથી આવી તુરતજ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે પ્રભુએ આપણા નશીબ સામું જોયું અને ખાસો ત્રણ હજાર રૂપીયાનો થેલો મળ્યો. હવે છોકરીનો વિવાહ બીજે કરતાં આપણને સારા પૈસા મળશે.

આ ખેદકારક બનાવ બનવા છતાં નવલચંદના આનંદનો પાર રહ્યો નહીં. વારંવાર પુત્રીનો વિવાહ કરી પૈસા લેવાના લોભે તેને મસ્ત બનાવ્યો. તેણે આ વખતે દીકરી સાટે વહુ અને તે ઉપરાંત મન માન્યા પૈસા લઇ પોતાની સ્ત્રીનું મન મનાવવાનો નિશ્ચય કર્યો.

તેણે વિચાર કર્યો કે લોકો મારી માફક ગમે તેટલા પૈસા લેવા છતાં મારા છોકરાને કન્યા આપનાર નથી અને આ વખત જો ભૂલ્યા તો ફરીથી આવો અવસર આવવાનો નથી. એમ વિચારી નજીકના ગામ-ડાના રસિકલાલ નામે ૫૦-૬૦ વરસના ડોસા સાથે બે ત્રણ વરસની કન્યા, ઉપર અગીઆરસો રૂપીયા દાપાના, લેવા ઠરાવી એનાંનો વિવાહ નક્કી કર્યો. રસિકલાલે તુરત પાંચસો રૂપીયા આપી બાકીના રૂપીઆ છસેં પરણતી વખતે આપવાની ચિઠ્ઠી લખી આપી. રસિકલાલ મૂળથીજ નિર્ધન હતો, છતાં પરણવાની આશા પ્રબળ હતી, પણ પૈસા વિના ઠેકાણું પડતું નહોતું. હમણાં તેના બાઇએ સાટે કન્યા આપવાનું કબુલ કર્યાથી લગ્ન કરવા તૈયાર થયો હતો. પરણવાનો ભાવ ઘણો હતો, તેથી તુરતાતુરત લગ્ન લેવાનું ઠરાવી ચૈત્ર વદી ૭ નું લગન નક્કી કર્યું અને ગામ પરગામથી સગાંવહાલાંને તેડાવ્યાં. પોતે મોટી ઉમરનો છતાં લગ્નને આગલે દીવસે મંડપ રચાવી વરઘોડો કાઢયો અને દારૂખાના વગેરેમાં ઘણા પૈસા ખર્ચી દીધા. રાત્રે વરઘોડો ફરીને ઘેર આવ્યો અને સૌ સૌને ઠેકાણે જઇ સુઇ ગયું. પણ એવામાં અચાનક મધ્યાર્દ્ધ રાત્રે દારૂખાનાની ફુટેલી અંગારી પ્રજ-ળતાં ઘરમાં અને મંડપમાં આગ લાગી. રસિકલાલ ઉંઘી ગયેલો હોવાથી જ્યાં સુધી આગે પોતાનું પ્રબળરૂપ ચોગરદમ ફેલાવ્યું ત્યાં સુધી તેને કે કોઇને ખબર પડી નહીં, પૂર જોસમાં આગ લાગતાં રસિકલાલ એકદમ આગની ગરમીથી બેબાકળો-સફાળો જાગી ગયો, પણ નીકળવાનો ક્યાંય લાગ મળ્યો નહીં, અને જોતજોતામાં આગે આખું ઘર બાળી ભસ્મીભૂત કરી દીધું, તેમાં રસિકલાલ પણ બળી મુઓ. બજારના લોકોએ તથા સત્તાવાળાઓએ આગ બુઝાવવામાં

પાછી પાની રાખી નહોતી. ઘણી મહેનત કરવા છતાં પણ આગ કાબુમાં આવી નહોતી, અને તેથી બિચારો પરણવાનો રસિક, હર્ષ-ઘેલો રસિકલાલ, બળી ગયો. ખોળ થવા લાગી, પણ પત્તો લાગ્યો નહીં, છેવટે ઘણી મહેનતે બળેલું ઘર અને મંડપ બુઝાવી તપાસ કરતાં તેની બળેલી લાશ હાથ આવી. લગનને ઠેકાણે વધન થઇ ગયું. લગનનો સામાન મરણમાં કામ આવ્યો અને અડધા બળેલા રસિકલાલના શરીરને સ્મશાનમાં લઇ જઇ બાળી દીધું અને સૌ સૌને ઠેકાણે ગયાં. કંકોતરી લખી હતી ત્યાં તેમની કાળોત્રીઓ લખી અને લગ્નમાં મહાલવા આવેલાં સગાં સંબંધીઓ વીલે મોઢે રોતાં ને કક-ળતાં પોતપોતાને ઘેર ગયાં. લોકોમાં અનેક પ્રકારની વાતો થવા લાગી. જુદી જુદી જાતના વિલાપો મરસીયા, 'સલોકા' આ પ્રસંગને માટે જોડી ગવાયા.

લોકો આ બાબત તરેહવાર વાતો કરવા લાગ્યા કે "છોકરીના વાંસામાં સાપણ છે તેથી જે પરણશે તે મરી જવાનું," અથવા દુઃખી થશે. જુઓને ત્રણ ત્રણ વર મરી ગયા! એમ વાતો થવા લાગી, અને તે વાતો વહેમરૂપે ગામ પરગામ ફેલાઇ. થોડા દીવસ તો એની એ વાતો ચાલી રહી પણ છેવટે ટાઢી પડી. દીવસો જતાં રસિક-લાલના મરણની દિલગીરી પણ ઓછી થઇ, અરે તેના અંતરનાં સગાંઓ પણ ભૂલી ગયાં, છતાં પણ મેના માટેનું વહેમરૂપ ગપ ગયું નહીં. નવલચંદે તે છાપ ભુસાવા ઘણાંએ વલખાં માર્યાં, પણ કાંઇ વળ્યું નહીં અને એમ ને એમ ત્રણ ચાર વરસ નીકળી ગયાં, જેથી મેનાની ઉમર લગભગ બાર ચૌદ વરસની થવા આવી. આથી કન્યા-કાળનું પાપ અને લોકોની દહેશતે તેને ડરાવ્યો. ઘણે ઠેકાણે વિવા-

હનાં કહેણુ મોકલાવ્યાં, પણુ દરેક ઠેકાણેથી ચોખ્ખી ના જ થવા લાગી. આથી નવલચંદ બહુ ગભરાયો. તેના મગજમાં અનેક પ્રકારના ગુંચવાડા ભરાયા. છેવટે મેનાનો વિવાહ નાતના આગેવાનો સમક્ષ કરવાનો નિશ્ચય કર્યો અને રૂપાવતી નગરમાં ચોખરૂ (મહાજન) જમનાર હોવાથી ત્યાં જઇ ગમે તેમ કરી વિવાહ કરી પરણાવી દેવાના નિશ્ચય ઉપર તે આવ્યો, અને ચોખરામાં ગયો. ત્યાં પોતાની ન્યાતના અનેક માણસો આવેલા હતા. તે વખતે નવલચંદે લાગ જોઇ ન્યાતના આગેવાનોને હકીકત જાહેર કરી. મનના બળેલા ઇર્ષાખોર અને વિઘ્નસંતોષીઓએ મશ્કરી ઠઠ્ઠા કરવામાં બાકી રાખી નહીં. થોડીવારે આ બાબત ચડસાચડસી ચાલ્યા બાદ સમાધાનીથી આ કામ આગળ ચલાવવાનું ધારી એક જુવાન બોલી ઉઠયો કે જો એ કન્યાને કોઇ પરણુવા ચહાતુ ન હોય તો હું પાંચશે રૂપીયા આપી પરણુવા તૈયાર છું. બીજાએ કહ્યું જો એમજ હોય તો હું હજાર આપવા તૈયાર છું. આવી રીતે રસાકસી ઘણીજ વધી પડી અને તે કન્યા પરણુવા સારૂ ઘણા ઉમેદવારો તકરાર કરવા લાગ્યા અને તકરારમાંથી જમતે ચઢયા અને છેવટે જે "વધારે પૈસા ખરચે તે પરણે" એમ ઠરાવ થયો, જેથી કીમતના આંકડા ઝપાટાબંધ વધવા માંડયા અને અનુક્રમે બે, ત્રણુ ચાર, પાંચ, સાત, એમ ચઢતાં છેવટે ચૌદ હજારનો નંબર પૂરાયો. માગણી વધતી ગઇ તેમ તેમ માણસો વધારે ભરાવા લાગ્યા અને કોલાહલ મચી રહ્યો. એવામાં કપૂરચંદ નામનો એક જુવાન પાસેની ઓરડીમાં સુતેલો હતો તે આ ધમાધમ સાંભળી જાગી ઉઠયો અને આંખો ચોળતાં ચોળતાં પોતાની

પાસે બેઠેલા એક યુવાન સુધરેલા શેઠને આ શું છે એમ પૂછતાં તેમણે વર્ણન કર્યું કે:—

મનાહર.

એક કહે પાંચસો, તો બીજો ત્યાં હજાર બોલે;
ત્રીજો કહે પંદરસો, આપવાની આય છે;
ચોથો બે હજાર બોલે, પાંચમો પચ્ચીસે તોળે;
એમ એક એક થકી વધુ ઉચ્ચરાય છે.
જેહ જર ઝાઝુ આપે, તેને ઘેર જાય કન્યા;
લેનારાને સારો ખોટો, કદી ન લેખાય છે.
કહે નિલકંઠ દેખો, દેવરૂપી જનો અરે;
આવી રીતે પુત્રીની, હરાજી હાલ થાય છે.

( કાવ્ય કમલાકર )

આવું સાંભળતાંજ કપટચંદ આ મંડપમાં આવી બેઠો અને દેખાદેખી પોતે પંદર હજારનો આંકડો બોલ્યો. આથી સઘળાઓ ચૂપાચૂપ થઇ ગયા, મોંમાં આંગળીઓ ઘાલી, અને તે કરતાં વધારે રકમ બોલવા કોઇની હિંમત ચાલી નહીં. કપટચંદને તો " લેને ગઇ પૂત ઓર ખો આઇ ખસમ " ના જેવું થયું, "નમાજ પડતાં મસીદ કોટે વળગી." મશ્કરી કરવા નંબર ભરાયો, પણ પંદર હજાર માથે ચોટયા. ઘરમાં પાંચ હજારનો પણ સવડ નહોતો અને બોલેલું ફરી જવાય તેમ નહોતું. આથી નાઇલાજે કપટચંદ અને નવલચંદની વચ્ચે સહી સાટાં થયાં, દસ્તાવેજો લખાયા અને કોઇ વાંકુ ન બોલે તેને સારૂ જામીનો પણ લેવાયા. સામાસામી કંસાર ખાધા અને કન્યાકાળ થવાથી લગ્ન વગેરે નહીં જોવરાવતાં બહુ મતે બાલડીનોમ

(અસાડ સુદ ૯) નું લગ્ન નિર્ધાર્યું અને સૌ વેરાઇ ગયા. પ્રિય વાચક-બંધુઓ ! આવી રીતે જ્યાં કન્યાઓના વિવાહ થતા હોય તેને માટે આપણે શી ઉપમા આપવી ! હું તો કહું છું કે આનું નામ જાહેર હરરાજી નહીં તો બીજું શું !

# પ્રકરણ ૯ મું.

## કપટચંદનું કપટ અને નવલચંદના ભવાડા.

### છપ્પો.

પુત્રી પારકી કર્યા પછી જે અમલ ચલાવે;
કરે જમાઇશું ઝેર, માત ઉપરાણે લાવે.
લાવે લઇને ઘેર, રાંડી વેઠ્યો કહે રંડા;
આવે આણે કોઇક, દુષ્ટ ઉડે લઇ દંડા.
ઘર ભગવે ગોઝારી મા, ન તેથી ગુણ કાંઇ તર્કમાં,
તે પાપે પ્રહ્‌લાદ કહે, નીચ પડે કંઇક નર્કમાં.

(પ્રહ્‌લાદ કવિ.)

વિવાહ કરી ઘેર આવ્યા પછી તુરત કપટચંદને નાણાંની સવડ કરવાની ચટપટી પેઠી. લગ્ન આડા ગણ્યાગાંઠ્યા દીવસ હોવાથી એટલામાં પંદરહજારની સવડ શી રીતે કરવી તે વિચારમાં તેનું મસ્તક ભમવા લાગ્યું. સૌને સગાંવહાલાં અને ભાઇબંધ

દોસ્તદારો તરફથી મદદ મળવાની આશા નહોતી. વ્યવહાર વરાડે બાંધેલો હતો, મતલબ કે કોઇ તેટલાં નાણું ધીરે તેમ નહોતું, વિવાહ પંચવિધમાન અને વળી સામસામી દસ્તાવેજો કરી જામીન આપેલા-લીધેલા હોવાથી વાંકુ બોલાય તેમ નહોતુ, જેથી ગમે તેમ કરી સવડ કરી પરણ્યા સિવાય છૂટકો નહોતો. વળી નવલચંદ તેમાંથી એક પાઇ પણ ઓછી લે તેમ નહોતો. આ બધી રીતે આસપાસ નજર પહોંચાડી પણ કાંઇ ઉપાય હાથ ન આવ્યાથી કપટચંદે પોતાના નામ પ્રમાણેનો ગુણ પ્રકાશમાં લાવવા યોગ્ય ધાર્યું; અને ઘરના દરદાગીના વગેરે જંગમ મીલકત વેચી તો આશરે સાડા પાંચહજાર નગદ રોકડા બંધ બેઠા. તેટલામાંથી પાંચ હજાર રૂપીયા સિલીકે રાખી બાકીનામાંથી તાંબાના પૈસા ખરીદ કરી ઉંચા મશરૂની ભપકાબંધ કોથળીઓ કરાવી તેમાં તે પૈસા ભરી દરેકમાં સો સો રૂપીયા ઉપર નાંખી પંદર હજારની પંદર કોથળીઓ તૈયાર કરી, તેમાં ઉપરની ચારેક કોથળીઓ નર્યા રૂપીયાથીજ ભરી પરણવા તૈયાર થયો. બીજે દીવસે લગ્નનો દીવસ હોવાથી સવારમાં જાન સહિત નીકળી વાજતેગાજતે મોટા ઠાઠમાઠથી રાત્રે નવ વાગે કનકપુરની ભાગોળે આવી પડાવ નાંખ્યો. કન્યાના બાપને ખબર થતાં ન્યાતના રિવાજ મુજબ સામૈયું કરી ઇલાયદા ઘરમાં જાનીવાસો આપ્યો. જાનમાં આવેલા માણસોને જમાડયા પછી નવલચંદ તરફથી રૂપીયાની ઉઘરાણી થઇ. કપટચંદ તરફના માણસોએ અષ્ટમપષ્ટમ સમજાવી બે ત્રણ કલાક કાઢી નાંખ્યા, અને જ્યારે કોઇ પ્રકારે ન માન્યું ત્યારે કપટચંદના માણસે પંદર હજારની પંદર ભપકાબંધ કોથળીઓ કાઢી તેને ત્યાં પહોંચાડી દીધી અને જણાવ્યું કે શેઠ સાહેબ ! આપ એટલો

તો વિચાર કરો કે જે વળાવો કરવા જાય તે હથીયાર વિના કેમ જાય? આવી રીતે પરણવા તૈયાર થયો હશે તે અવેજ લીધા સિવાય આવ્યો હશે? લ્યો ગણી લ્યો!! અને જો વિશ્વાસ હોય તો અનામત કોથળીઓ તમારે ત્યાં મૂકી વરકન્યા પરણાવો; પછી કાલ અગર પરમ દીવસે ગણી આપી વધઘટ સમજીશું. નવલચંદ બપકાબંધ કોથળીઓ અને વિવેકબંધ બોલવું સાંભળી અંજાઇ ગયો. એવામાં એક કોથળી જે રૂપીયા ભરેલી હતી તે સંકેત પ્રમાણે ફાટયાથી તેમાંના રૂપીયા નીકળતા જોઇ તમામમાં નર્યા રૂપીયાજ હશે એમ માની તે કોથળીઓ પોતાના ઘરમાં મૂકી બંને પક્ષવાળાઓને તથા ન્યાતના ગોર (બ્રાહ્મણ) ને તાકીદે વરકન્યા પરણાવી દેવાની આજ્ઞા કરી. રાત્રે બે વાગે વર તોરણે આવ્યો. વરને પૂંખવા કન્યાની માને બોલાવતાં તે રીસાઇને બેઠેલી જણાઇ. તજવીજ કરતાં માલૂમ પડયું કે તે જમાઇ પાસેથી ખાનગી પાંચસો રૂપિયા લેવાનો મક્કમ વિચાર કરી બેઠેલી છે. આ સાંભળી કપટચંદની મુંઝવણનો પાર રહ્યો નહીં! આ પાંચસો રૂપીયા ક્યાંથી લાવવા? ના કહે ચાલે તેમ નહોતું, અને આપવાની વાત શક્તિ ઉપરાંતની હતી. છેવટે "બુડયા ઉપર બે વાંસ વધારે" એમ હીંમત ચલાવી પોતાની કોટમાંથી મોહનમાળા જે પરણવા આવતી વખતે એક શાહુકારની માગી લીધેલી હતી તે કાઢી આપી અને પોતાની સાસુનું મન મનાવ્યું. સાસુને પણ પોતાની માગણી મુજબ મળવાથી ખૂશી થઇને તુરત ઉઠી. વરને પોંખી લઇ માંયરામાં બેસાડી ઉમંગભેર લગ્ન શરૂ કીધાં. લગ્નમાં બૈરાંઓ આનંદદાયક મંગળગીત ગાવાને બદલે નફટ પુરૂષ તો શું પણ કુલટા-ગુણકા, વેશ્યા, રે! ભાંડભવાયા જેવી બેશરમી જાતનાં મુખમાંથી પણ ન

નીકળે એવાં ખરાબ વચનોવાળાં ગીત કોઇની પણ બીક કે શરમ રાખ્યા સિવાય ગાવા લાગ્યાં અને પુરૂષોમાં પણ આ નિર્લજતાના શબ્દો નીકળતા તેની વાહવાહ-પ્રશંસા થવા લાગી, અને ફટાણાં ગાવામાં અને સાંભળવામાં આનંદ મેળવવા માટેજ જાનમાં આવ્યા હોય તેમ માનવા લાગ્યા. આ અધમ ચાલ અટકાવવાની બાબતમાં એક પરદેશી મુસાફરે વિવેચન કરી કહ્યું તો જવાબ મળ્યો કે "હોળી માહીને વાડુ અને લગન વખતે છોકરીઓને બોલવાની છુટ છે જેથી અટકાવી શકાય નહીં." આથી તે ચૂપ થઇ વણિક મહાજનોની મુર્ખાઇપર હસવા લાગ્યો. બ્રાહ્મણ લોકોએ પણ આ ફટાણા ગવાતાં તેનો લાભ લઇ લગ્નવિધિ, શાસ્ત્રોની ક્રિયા કે વેદ મંત્રો કોઇની જરૂર જાણી નહીં પણ પૈસા કઢાવવા તરફ લક્ષ રાખી મદારીના માંકડાની માફક અગ્નિકુંડ પાછળ ફેરા ફેરવી બે ત્રણ કલાકમાં લગ્નની પૂર્ણાહુતિ કરી.

પરણી ઉઠ્યા પછી વરકન્યા જાનીવાસે આવ્યાં એટલે કપટચંદના આનંદનો પાર રહ્યો નહીં. તેથી ઘડીક ઘડીકમાં અનેક વિચારો કરી હસતો અને ઘડીકમાં પોતાનું કપટ કળાઇ જશે તો પાછળ કેવી ફજેતી થશે, કેટલી વઢવાઢ થશે, અને પરિણામે શું થશે, ? એવા વિચારો આવતાં વળી ખેદ થતો, તોપણ તે દિલગીરી થોડી વારમાં દૂર થતી. મૂળે હીંમતવાન તો હતોજ, તેથી ગભરાઇ જતો નહીં. તે સમજતો કે હવે ગમે તેમ થાઓ પણ "પરણ્યો વર પાદશાહ." બંદા પરણ્યા તો ખરા, હવે શું કરનાર છે. બાહુ તો નવલચંદ વઢશે, કકળશે, મને નહી બોલાવે કે દાવો કરશે અથવા છેવટ તેની છોકરી મારે ત્યાં નહીં મોકલે, પણ હવે થોડીજ બીજે પરણાવે તેમ છે!

દીકરી માણસ ક્યાં સુધી ઘરમાં રાખશે ? આખરે થાકી પાકીને પણ મોકલ્યા સિવાય છૂટકો છે ? હશે ત્યારે, બે ચાર વરસ નહીં મોકલે તો તેટલો ખરચનો બચાવ થશે. આથી એક રીતે આપણને લાભ થશે." આવા આવા વિચારો કરી મન વાળતો.

લગભગ બે દીવસ જાન રહી તે દરમીયાન હાંફલાફાંફલા વેવાઇ-વેવણોને હાશ કરીને હેઠે બેસવા વખત આવ્યો નહીં; નાની નાની વહુઓ અને છોકરીઓ રમઝમ કરતી ફટાણાં ગાવામાં એકતાર થઇ રહી. ગોરવ અને પલ્લાના રીતરીવાજો કર્યા, જાનૈયા અને જમાઇને જમાડવામાં ઘી ગોળની રેલછેલા થઇ રહી. પહેરામણી અને કરીયાવર તથા જમાઇ અને જાનૈયાને આપવા મૂકવાની રીતમાં વાંધા પડયા અને વેવાઇવેવણો વચ્ચે ગરમાગરમ તકરાર અને મેણાં ટુણાં ચાલી રહ્યાં. કોઇ ખાધાપીધાની અપૂર્ણતાનો વેવાઇને દોષ દેવા લાગ્યા, કોઇ પહેરામણી અને પલ્લાનો કકળાટ કરવા મંડયા. કોઇ સાત સોપારી-ઓનો વચકો પાડીને કીડી ઉપર કટક ચઢાવવા જેટલો કલેશ કરી બેઠી, જેથી તેઓનાં રીસામણાં થયાં. ફટાણાં ગાવામાં હર્ષઘેલી બનેલી જાનૈડીઓ અતિશય ગાવાથી ખોખરા થયેલા સાદે પુરૂંપાધરૂ બોલાતું ન હતું છતાં "અમે ઇડરીઓ ગઢ જીત્યારે આનંદ ભર્યો" એવાં વડાઇનાં ગીતોનો ધ્વની કરતી ઘેર જવા તૈયાર થઇ ! જાન વિદાય કરતી વખતે પણ કાંઇ ને કાંઇ ઉણપ કાઢી વાંધાવચકા કરી 'આવજો આવજો'ના પોકાર કરતાં છુટાં પડયાં ને મોડી રાત્રે અથડાતાં કુટાતાં વિલાસપુર ભેગાં થયાં. બીચારા નવલચંદને પણ લગનની ધામધુમમાં અનામત પંદર હજાર રૂપીઆ ગણી લેવાની જોગવાઇ આવી નહીં ને કપટચંદ કે તેના માણસોએ ગણી આપી કલેશ કર-

વાનું દુરસ્ત ધાર્યું નહીં. લગ્ન કારભારથી ફારગત થયા પછી નવલચંદે વ્હાલા વેભાઇને ઠેકાણે કરવાનું ઉચિત ધાર્યું, જેથી એક સાંજે બન્ને સ્ત્રીપુરૂષે મળી રૂપીઆ ગણવા માંડયા તો શરૂઆતમાંજ કોથળીમાંથી રૂપીઆને ઠેકાણે નર્યા ત્રાંબાના પૈસા નીકળતા દીઠા. તેથી તે એકદમ ભડકી ઉઠ્યો, હૈયું હાથ રહ્યું નહી. 'દગો દગો' એમ બુમ પાડતાં છાતી ને માથું કુટવા લાગ્યો કે હાય હાય! આતે મને જમાઇએ છેતર્યો કે ઘરમાંજ કાંઇ દગો થયો? અરેરેરે! મારા બધાએ પઇસા ગયા! હે પરમેશ્વર! મેં તારૂ શું બગાડયું છે! હે ભગવાન! હે આચાર્યજી!! હે મહાપ્રભુજી!! હે શ્રીજી બાવા!!! મેં તમારો ભાગ કયાં વાપરી ખાધો છે કે તમો મારા ગરીબ ઉપર ક્રોધાયમાન થયા અને મને ભીખ માગતો કર્યો? એમ અનેક પ્રકારે કાલાવાલા કરવા અને પસ્તાવા લાગ્યો. વળી ઘડીકમાં છોકરીને તો ઘડીકમાં જમાઇને ગાળો દેવા લાગ્યો અને પઇસો, હાય મારો પઇસો કરી ગાંડા જેવો બન્યો. આખી રાત ઉજાગરામાં કાઢી. બીજે દીવસે વેહેલો ઉઠી વિલાસપુર ગયો ને કપટચંદને ઘેર જઈ જબરો જંગ મચાવ્યો. આખો દીવસ લાંઘણ કરી સાંજ પડયા છતાં ખાધું નહીં. કપટચંદ અને તેનાં ઘરનાંએ ઘણુંએ સમજાવ્યો પણ માન્યુ નહીં, અને કહે કે આપણે વૈષ્ણુવે દીકરીને ઘેર ખાવું નહીં, એમ હઠ લઇ બેઠો. ખાવાપીવાની તકરારમાં થોડે થોડે આડોશી પાડોશી અને ગામ લોક ભરાવા લાગ્યું અને કુતૂહલના રશીયા લોકો અનેક રીતે પૂછવા લાગ્યા. આથી કપટચંદની કપટજાળ ઉઘાડી થઇ. તેથી કેટલાક કપટચંદને તથા નવલચંદને ઠપકો દેવા લાગ્યા, વળી કોઇ વિઘ્નસંતોષી કપટચંદના જામીન પાસેથી અવેજ વસુલ કરવાની શીખામણ આપવા

લાગ્યા, જેથી હૈયાફુટો નવલચંદ ધૂર્તલાલ શેઠને ત્યાં જઇ અડંગા લગાવી બેઠો, પણ ધૂર્તલાલ કાંઇ તેનો ગાંજયો જાય તેવો નહોતો. તેણે તો નવલચંદને આવતાં વેંતજ રોકડો જવાબ આપ્યો ને કાને હાથ દીધો. આથી તેની અમુઝણનો પાર રહ્યો નહીં. છેવટે ગભરાઇ ગામના પંચને ફર્યાદ કરી, પણ પંચાતીઆઓએ જણાવ્યું કે હવે તારી પાસે કાંઈ કબજો રહ્યો નથી. પ્રથમથી ચોકસી કરવી એ ત્હારી ફરજ હતી. માટે આ બાબતમાં ન્યાત વચ્ચે પડી શકતી નથી. આ ઉપરથી નિરાશ થયેલો નવલચંદ નાહિંમત બની ભાગેલા પગે કપટચંદને ત્યાં આવી લાંઘવા બેઠો, એટલુંજ નહીં પણ ગમે તે પ્રકારે જીવ આપવા તૈયાર થયો. આટલું કરવા છતાં પણ કાંઇ ન વળવાથી લડી વડીને થાકયો પાકયો મેનાસુંદરીને લઈ ઘેર ગયો.

બાપદીકરીએ ઘેર આવી સર્વે સમાચાર પોતાની સ્ત્રી દુર્ગંધાને કહ્યા. આથી તેને અત્યંત ક્રોધ ચઢયો અને લાલ પીળી થઇ ગઇ, રૂંવાટાં ઉભાં થયાં અને કાળરૂપ–ઉગ્રસ્વરૂપ ધારણ કરી દીકરીજમાઇને ગાળોનો વરસાદ વરસાવવા મંડી. જે પ્યારી પુત્રી પોતાના જીવ કરતાં પણ અધિક વહાલી હતી તે અત્યારે કાળરૂપ જણાવા લાગી, જેનું મન દુભાવતાં બ્હીતી તેજ પુત્રીને ગાળો ભાંડી ભાત પાડવા લાગી, જે બાળકીને હુંકારો નહોતો થતો તેનો બિચારીનો આખો ભવ ધૂળ કરવા બેઠી. તોપણ તે બિચારી બધુ સહન કરી મન અને શરીરે દુર્બળ અને ચિંતાતુર રહેવા લાગી, એટલુંજ નહીં પણ ગાળો અને મેણુંથી કાયર થઇ રોઈ જતી. એક તરફ દુર્ગંધાએ આવો અનિષ્ટ ઉદ્યોગ આદર્યો અને બીજી તરફ નવલચંદે પેટના બળેલા ન્યાતીલા અને સગાંઓની સલાહ મુજબ આ કન્યાવિક્રયના ભવાડા-

રૂપ વરઘોડો કોર્ટની દેવડીએ ચડાવ્યો. દીવસો ઉપર દીવસો વહી ગયા, મેનાસુંદરીનું રૂપ પણ બદલાઇ ગયું, કન્યાં ફીટી તરૂણ સ્ત્રીરૂપ થયું, જુવાની બરાબર ખીલવા માંડી. પોતાની સમાણી સૈયરોની માફક સાસરે રહેવાને આતુર બની. કપટચંદના તરફથી ઘણી વખત માણુસો આણું કરવા આવતાં તેની સાથે વઢી ઝગડી દુર્ગંધા તેમને પાછાં કાઢતી હતી. આથી છેવટે બન્ને કુટુંબો વચ્ચે હાડવેર બંધાયું, અને સંસારમાં પ્રવેશ કરનાર વરવહુના મગજમાં પોતાના ગર્વિષ્ઠ મનોરથોએ લૌકિક લાભો, કીર્તિ, માન અને અનુકૂળતા તજી સંસારને કલેશમય બનાવનાર કડવાં બીજ રોપ્યાં. હવે મેનાને પિતાને ત્યાં પડી રહેવું પણ બોજારૂપ લાગ્યું. આખો દીવસ ગદ્ધાવૈતરૂં કર્યા છતાં પેટપૂરતો ખોરાક પણ મળતો નહીં, પણ શું કરે ? સાસરે જતાં પગ ઉપડતો નહીં અને પીયરમાં પેટ ભરાતું નહીં, જેથી યોગ્ય ઉમ્મરે આવતાં ન્યાયનીતિને કોરાણે રાખી છાનાં અને ઉઘાડાં અનેક કુકર્મો કરતી, પણ માબાપના મનને આંખના પાટા જેવી હોવાથી લાગણી થતી નહીં. જેથી અતિશય સ્વછંદી બની. નવલચંદે ફર્યાદ કરેલી તેની મુદતો ઉપર મુદતો પડી અને ઘણા પઇસાનો ભોગ આપતાં છેવટે તેના લાભમાં નવ હજાર રૂપીઆનું હુકમનામું થયું. કોર્ટે કપટચંદના ઘરની મીલકતની યાદ માગી, નવલચંદ તે બનાવી શક્યો નહિ, અને કપટચંદ તેટલા રૂપીઆ ભરી શકયો નહીં, જેથી તે દીવાની કાયદાની રૂએ નવ વરસ સુધી દીવાની તુરંગમાં કેદ રહ્યો. આથી નવલચંદને કેદીની ખોરાકીપોશાકીનું ખર્ચ ભરવું પડયું, અને વકીલો કારકુનો કામદારોનાં ગજવાં ભર્યાં, તે તમામથી "ઘેટું કપાસ ખાવા તો ગયું પણ ઉન મૂકીને આવ્યું" ના જેવું થયું.

કપટચંદને નવ વરસની કેદ મળતાં તે કેદમાં ગયો ત્યાં તે બીચારો હાય અફસોસ કરી પોતાના દેહને બહુજ કષ્ટ આપતો. તેમાં પણ પોતાની ભાર્યાના દુર્ગુણોની પૂર્ણ માહીતી મળતાં તે સંસાર ખારોદવ જેવો માનવા લાગ્યો, અને આ સંકટમાંથી પ્રભુ મોત આપીને જલદી છૂટો કરે એમ પસ્તાવો કરવા લાગ્યો. છેવટે પાંચ વરસ કેદમાં ઘણું કષ્ટ ભોગવ્યા પછી તેણે દેહ તજી દીધો–મરણ પામ્યો. પરંતુ નવલચંદ અગર દુર્ગંધાને તેથી કાંઇ વિશેષ લાગણી થયેલી જોવામાં આવી નહીં. તે તો પોતાના મનથી પ્રથમથીજ દીકરી રાંડેલીજ છે એમ ધારીનેજ બેઠાં હતાં. મેના હવે વધારે કુછંદી થઇ અને ખુલ્લી રીતે તે અઘોર કૃત્ય કરવા લાગી. આથી તેના માટે ગામમાં અનેક પ્રકારની ચર્ચા થવા લાગી. લોકો ઉઘાડે છોક તેની અનીતિની વાતો કરવા લાગ્યાં. લોકે પુંઠે મશ્કરીઓ કરવામાં બાકી રાખી નહીં. આથી તે ઘણીજ ગભરાઇ ગઇ અને જો હું વધારે વખત અહીં રહીશ તો મારી ફજેતી વધારે થશે આમ ધારીને તે છાનીમાની બહાર ગામ નાશી ગઇ. કરેલા કૃત્ય માટે તેને ઘણોજ પસ્તાવો થયો અને વિચારની વિમાસણમાં કોઇ અમુક ગામની ભાગોળે રાત્રે બેઠેલી હતી ત્યાં તેને કોઇ સદ્‌ગૃહસ્થનો મેળાપ થયો. તેમણે તેને વિમાસણમાં બેઠેલી જોઇ આ કોઇ દુઃખી અબળા છે એમ ધારી તેને સાન્ત્વન આપવા માટે તેની હકીકત પૂછી, જે તેણે શરમાતાં શરમાતાં પણ જાહેર કરી.

પોતાની તમામ હકીકત તે ગૃહસ્થને જાહેર કરીને પાછી પોતાના પીયેર ચાલી ગઇ. ગયા પ્રકરણમાં કન્યાવિક્રય સંબંધે જે ગરબો ગયો હતો તેજ આ મેનાસુંદરી.

# પ્રકરણ ૧૦ મું.

## જુના અને નવા વિચારના પંચ પટેલો.

વિલાસપુરથી ઘેર આવ્યા પછી ટેકચંદને લક્ષ્મીના વિવાહ સંબંધી ચટીપટી થઇ, જેથી કોઇ કાર્યમાં મન ચોટતું નહીં. આથી બન્ને દંપતી અમરપુર ગયાં અને છબીલદાસભાઇને ઘેર મુકામ કર્યો. ઘણા દીવસનાં વિયોગી થયલાં સગાં અને મિત્રોને પ્રેમપૂર્વક મળ્યાં ભેટયાં અને અરસપરસ દીવાળીના કરતાં પણ અધિક આનંદ અનુભવ્યો. અવકાશ મળતાં લક્ષ્મીના-વિવાહ સંબંધે બનેલ સર્વ વર્તમાન સાથે પોતાનો વિચાર છબીલદાસને જણાવ્યો, એટલે તેમણે વિચાર કરી આ બાબત વયોવૃદ્ધ-જ્ઞાન-વૃદ્ધ, વિદ્વાન અનુભવીઓની સલાહ લેવાની યોગ્ય સૂચના કરી, જેથી બીજે દીવસે ટેકચંદે પોતાના જુના મિત્રો કુટુંબીઓ અને અન્ય સગાંને છબીલદાસને ત્યાં ભેગાં કરી લક્ષ્મીનો વિવાહ કરવા સંબંધી દરખાસ્ત મૂકી. લગભગ બે ચાર કલાક એક બીજાના કાનમાં વાતો કર્યા પછી સૌ કોઇએ પોતપોતાના અભિપ્રાયો કહેતાં-કોઇ ભાઇનો ભાણેજનો તો કોઇ પોતાનો અંગત સ્વાર્થ તાકે છે, કોઇ મામા-માસીનો તો કોઇ પઇસાની લાલચે વર અને ઘર બતાવે છે—એમ જણાયું. એકંદરે "શીયાળ તાણે સીમ ભણી અને કુતરૂં તાણે ગામ

ભણી " જેવો ઘાટ થયો, તેથી થોડીકવાર માંહોમાંહે તકરાર થઇ, પણ છબીલદાસે દરેકને સમજાવીને શાંત પાડયા અને પોતાનો વિચાર જણાવ્યો કે:—

ભાઇઓ ! કન્યાવિક્રયનો રીવાજ એ ઘણોજ અધમ છે. દીકરી અને ગાય જ્યાં મોકલીએ ત્યાં જાય છે, પણ તે મોકલનારને આખા ઉમ્મર સુધી શાપો આપે છે. વળી દીકરીનો લીધેલો પઇસો કદી પણ ઘરમાં રહેતો નથી, કારણકે લેનારના હાથમાં તો છેવટે લાળાજ રહેવાના. તેના માટે એક કવિ શું કહે છે તે સાંભળો:—

**મનહર છંદ.**

મગન કહે છે કન્યાવિક્રયનો કુડો ચાલ
રૂધિરના દામ કૈંક, સદનમાં ઘાલે છે.
દુહિતાના હિતપર દૈત બાપ મારે ત્રાપ;
જમાઇને લૂંટી, જમ મંદિરમાં મહાલે છે.
બેટી અને ગાયને જ્યાં દોરે ત્યાં તે જાય પણ
શાપ આખી ઉમર, માબાપનેજ આલે છે.
નીર તો નવાણે જાય, જર તો ઠેકાણે થાય;
કરમાં રે' લ્હાળા કાળા, તોય રોળ વાળે છે.

( પક્ષીસમાજ. )

આ સાંભળી કેટલાકોના મનને કાંઇક અસર થઇ, અને કન્યા-વિક્રય કરવો એ અધમ પાપ છે એમ ખાત્રી થતાં શરમીંદા થયા. એટલે પાસે બેઠેલા બીજા એક યુવકે ઉપરની કવિતાથી અસર થઇ એમ ધારી તેના દ્રષ્ટાંતરૂપ બીજી એક નીચેની કવિતા તે બોલ્યો:—

મનહર.

મોહન કહે છે, વાત વડી વિપરીત ભાઇ;
કન્યાઓને વેચવી, એ કસાઇનું કામ છે.
શાસ્ત્રમાં તો પાણી પણ પીવાની મનાઇ કીધી;
ન જરે ન જરે જર, હાંશ એ હરામ છે.
ધનનું ધરીને ધ્યાન, દાંભિકો દેખાડે દામ;
ડુંબવાનાં લક્ષણ, એ લોભનાં તમામ છે.
કાળા હાથ કાળુ મુખ, કાજળના કાળજાથી;
કલ્યાણ ચહીને રે'વું, કોરે સુખ ધામ છે.

( પક્ષીસમાજ. )

આ સાંભળી કેટલાક જણાઓના મુખમાંથી શાબાશ શાબાશના અવાજો નીકળવા લાગ્યા. છબીલદાસના મુખ ઉપર આનંદની છાયા પથરાઇ રહી, પરંતુ કન્યાવિક્રયના હીમાયતીઓનાં મોં નિસ્તેજ થઇ ગયાં. કપાળ ઉપર કરચલીઓ વળી. આ રીવાજ શાસ્ત્રોવિરૂદ્ધ છે એમ મનમાં નક્કી થયું, પરંતુ ટેકચંદનેજ ઘેરથી આ સુધારો થાય અને તેનું માન ખાટી જાય, એટલુંજ નહીં પણ ભવિષ્યમાં તે શ્રેષ્ટતા ભોગવે, એ નહીં સાંખનાર તેના કુટુંબીજનો હિંમતવાન બની ઉપરની દરખાસ્તના વિરૂદ્ધ બોલ્યા કેઃ—

મનહર.

છગન કે' કુડો કન્યાવિક્રયનો ચાલ પણ;
ઝાઝા આવે જાનૈયા શું તેહને જમાડીએ,
પુરતમાં પાઘડી પીતાંબર પટોળાં કેરાં,
દામની ન હામ કામ કહો થકી કાઢીએ;

ગામને જમાડવાની ગોઠવણ ઘરમાં ન,
મૂકે નાતબા'ર તેની મોકણ શી માંડીએ,
સગાંને સંતોષવાની, દાપાદાર પોષવાની,
પુત્ર પરણાવ્યાની, શી નજર પહોચાડીએ.

( પક્ષીસમાજ. )

ઉપર મુજબનાં ખરાં કારણોથી સામા પક્ષવાળા ખુશી થયા, તેમના પગમાં જોર આવ્યું. મનમાં હીંમત આણી એક વૃદ્ધ બોલ્યો, "છબાભાઇ ! એ પ્રમાણે તમારે તો ફાવે, પણ તમારી જોડે ટેકચંદને કેમ પાલવે ? કાંઇ તેની પાસે ત્રીજોરી તર નથી, તેમ એકલો ડાંડ પણ નથી કે ચાલતા આવેલા રીવાજમાં ડહાપણ કરે ? આજકાલનાં છોકરાં તમે શું સમજો ? બે અક્ષર ભણ્યાં એટલે ફાટી ગયાં ? શું ઘરડાઓ ગાંડા હતા ? આ હમણાં તો જાણે ઠીક છે, બસો પાંચસો પેદા કર્યા હશે એથી છોડીને પરણાવશે, પણ પછી છોકરાને કોણ ડામ દેશે ? તેનો કાંઇ વિચાર કીધો ? ગૃહસ્થો ગમે તેમ કરે તોપણ તેમને કોણ પૂછનાર છે ? પણ આપણે તો ગરીબ માણસ, પઇસા હોય તો કોઇ પૂછે."

એ પ્રમાણે એકબીજા વિરૂદ્ધ વાદવિવાદ ચાલ્યો અને કોલાહલ મચી રહ્યો. આ સાંભળી ગામના કેટલાક લોકો કુતૂહલ સાંભળવાની ઇચ્છાથી ભેગા થયા. તે જોઇ છબીલદાસને ગમ્મત પડી અને ઉત્સાહમાં આવી બોલ્યો. "ભાઇઓ ! આપ ભેગા થઇ સૌએ વાદવિવાદ કરવાથી એકબીજાના વિચારો જાણી શકાય છે, માટે આ પ્રસંગે ખરૂં ખોટું બોલાય તો કોઇએ માઠું લગાડવું નહીં. કન્યાવિક્રયના દુષ્ટ રીવાજે આપણી કેવી દુર્દશા કરી છે તેના માટે હું બે બોલ કહેવા

ઇચ્છા રાખું છું તે ધ્યાન દઇને સાંભળો.

આપણે કન્યાનું દાન કરતા નથી પણ વિક્રય કરીએ છીએ. શાસ્ત્રવિરૂદ્ધ આચરણથી આપણે ઘાતકી બનેલા છીએ. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—કન્યાવિક્રય કોઇએ કરવો નહીં, કન્યાવિક્રય કરનાર તમામ રૌરવ નર્કના અધિકારી થાય છે, પણ કન્યાદાન કરવાથી પૂર્વજો અનંતકાળ સુધી સ્વર્ગમાં રહી આનંદ પામે છે, ત્યારે વિક્રય કરનારના પૂર્વજો અનંતકાળ સુધી કુંભીપાક નામના નર્કમાં પડે છે. મહાત્મા મનું કહે છે કે " ક્ષુદ્રે પણ દીકરીનો પૈસો લેવો ન જોઇએ." તો પછી બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્યે તો લેવાય જ કેમ?

આપ કહોછો કે આ ચાલ અનાદી કાળનો છે, પણ તે કહેવું ભૂલભરેલું છે. કારણકે વિચાર કરતાં એમ અનુમાન થાય છે કે આપણા વડીલો ભવિષ્યમાં કન્યાને વૈધવ્યપણું પ્રાપ્ત થાય તો હાલની માફક પાછળથી તે બાઇને ગુજરાન ચલાવવા માટે હરકત ન પડે તેટલા સારૂ તે કન્યાના નામની રકમ કે જે પલ્લુ કહેવાય છે તે ત્રાહીતને ત્યાં મૂકતા. તેના બદલે અત્યારે અધર્મી લોકે પલ્લા સાટે ગલ્લુ ભરવા માંડયું છે. આપણે કન્યાનો વિક્રય કરી માણસનેજ ઠગીએ છીએ એમ નથી, પણ ઈશ્વરનેએ ઠગવાને ચૂકતા નથી. કેમકે કન્યા પરણાવતી વખતે કન્યાદાનનો સંકલ્પ કરી કહીએ છીએ કે " મારા જે પૂર્વજો અસદ્દગતી પામેલા હોય તેમની સદ્દગતિ થવાને માટે આ વરને હું મારી કન્યા અર્પણ કરૂંછું, એ પુન્યના પ્રતાપે કરીને મારી બાર પેઢીઓ પ્રથમની અને બાર પેઢીઓ હવે પછી થનારીને સદ્દગતિ આપો." વળી એવું પણ કહીએ છીએ કે " સુવર્ણના

આભૂષણોથી અલંકૃત આ કન્યા તે વિષ્ણુરૂપ જમાઇને મને બ્રહ્મલોક પ્રાપ્ત થવાને અર્થે હું અર્પણ કરૂંછું." ત્યારે શું! આપણે સંકલ્પ કર્યા પ્રમાણે આપણા અને આપણા પૂર્વજોના ઉદ્ધાર માટે કન્યાનું દાન કરીએ છીએ કે પૈસાના સ્વાર્થને માટે જાનવરોની માફક તેની હરાજી કરીએ છીએ? વળી સૂર્ય ચંદ્ર અગ્નિ અને પંચો સમક્ષ ખોટી પ્રતિજ્ઞા કરી તે સર્વને શું ઠગતા નથી? આપણે જાણીએ છીએ કે ઇશ્વર સર્વવ્યાપક છે. માટે વિચાર કરો કે એક ઠગાઇના ગુન્હા સાટે અથવા ખોટો દસ્તાવેજ બનાવ્યાના કે પ્રતિજ્ઞા ઉપર ખોટી હકીકત જાહેર કર્યાના ગુન્હા માટે ઇન્સાફની અદાલતમાં ન્યાયાધીશ સખ્ત શિક્ષા કરે છે, તો પછી અદલ ઇન્સાફી પરમાત્મા તમને કેવી અને કેટલી ભયંકર શિક્ષા કરશે તેનો વિચાર કરો. જુઓ, સગર રાજાને કન્યાદાનના પુણ્યે કરી આખી પૃથ્વીનું રાજ્ય મળ્યું તેથી તેણે ફરી ફરીને ભારે તપ કરી સાઠ હજાર કન્યા માગવાનો પ્રયત્ન કર્યો હતો, અને તેટલા બધા પુન્યથી ઇંદ્રાસન જવાનો ભય લાગવાથી દેવતાઓ તરફથી અવળી વાણી પ્રેરાઇ, તેથી પુત્રીને બદલે પુત્ર માગ્યા. એ કથા શ્રીમદ્ ભાગવત્માં જોવાથી સાબીત થશે કે કન્યાનું દાન કરવામાં કેટલું પુન્ય સમાયલું છે. આવાં પૂજનીય પુરાણો સાંભળવાના ઢોંગ કરી સાંભળવા બેસીએ અને માહીતગાર થઇએ, છતાં પણ આવાં કુકર્મો કરે જઇએ, એટલુંજ નહીં પણ તેવાં અધમ કાર્યો અટકાવવાને બદલે તેને ઉત્તેજન મળે એવું વર્તન ચલાવીએ, તે ઇશ્વર કેમ સાંખી રહે?

કન્યાવિક્રય કરવામાં પોતાના સ્વાર્થને ખાતર દીકરીના સ્વાર્થનો કિંચિત્ વિચાર થતો નથી. ફક્ત પઇસાનાજ લોભમાં લેવાઇને નિર્દોષ

બાળાઓને ગળે ફાંસો ઘાલી કુવામાં—અગ્નિમાં હોમી દઇએ છીએ, તો પછી આપણે કસાઇઓ, ચંડાળો કે લૂટારાઓ કરતાં શ્રેષ્ટ શાના ગણાઇએ ? આપણને તો મનમાન્યો પઇસો મળતો હોય તો પોતાની પુત્રી ગમે તો પાંચ સાત વરસની હોય, પુરૂં પાધરૂં બોલતાં પણ આવડતું ન હોય, તોપણ પચાસ સાઠ વરસના બુઢ્ઢા મડદા સાથે મીંઢળ બાંધવામાં અચકાતા નથી, અથવા પોતાની પુત્રી પંદર સોળ વરસની ભણેલ હોય અને જમાઇ ભલેને સાત વરસનો હોય એવા પશુની સાથે દેવરૂપ કન્યાને આપવામાં પૈસા મળતાં જરાએ વિચાર કરતા નથી. આથી બાળલગ્ન, કજોડાં, વૃદ્ધવિવાહ વગેરે આપણને પાયમાલ કરનારાં કન્યાવિક્રયરૂપી વૃક્ષનાં અનેક ડાળાં પાખડાં નીકળી તેમાંથી ઝેરી ફળ પાકે છે અને તેથી બીચારી નિરપરાધી બાળાઓનો આખો ભવ બગડે છે, અને તેથી તેઓ અનેક કુકર્મો કરી જીંદગી પર્યંત આપણને શાપ આપે છે. એતો નિયમજ છે કે વગર અપરાધે બીજાને દુઃખ કરવાથી, તેનું અંતઃકરણ દુભાવવાથી, તેના અંતઃકરણનો શાપ નડે છે. તે બાબત ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે:—

**कन्याकोपः कुलद्रव्यापहारकः ॥**

અર્થ—કન્યાનો કોપ આખા કુળનો અને દ્રવ્યનો નાશ કરે છે. આજના વખતમાં કન્યાની કીંમત એક પશુને તોલે થઇ ગયેલી છે, એટલે જેમ એક પશુને વેચતાં જે તેની કીંમત વધારે આપે તે ખરીદ કરે છે, તેવીજ રીતે દીકરીના પણ જે શખસ મન-માન્યા પૈસા આપે છે તેને તેની, તેના ઘરનાં માણસોની, લાયકાત જોયા વિના દીકરી આપીએ છીએ. તેમાં યોગ્ય અંકુશ મુકવાની ખાસ જરૂર છે અને તેમ થશે તો આગળ જતાં અવશ્ય લાભ થશેજ.

મી. અનીતિદાસ અને તેમના અનુયાયીઓનું જે કહેવું થયું તે કાંઇ છેકજ ખોટું નથી. આપણી ન્યાતના અતિશય જૂલમ ભરેલા જ્ઞાતિ-વરારૂપી રાક્ષસી ખર્ચને પહોંચી વળવા આ પ્રમાણે કરવું પડે એ પણ બનવા જોગ છે. પણ ગમે તેમ હોય તોપણ દીકરીનો પૈસો લેવાની શાસ્ત્રમાં સ્પષ્ટ મના કરેલી છે. દીકરીનો પઇસો માંસ બરાબર ગણેલો છે, એટલું જ નહીં પણ દીકરીના ઘરનું ન ચાલે અનાજ ખાવું તે પણ માંસ ખાધા બરાબર છે. પઇસા ખાવા લઇ દાન દેવું તે દાન કહેવાય નહીં, પણ વિક્રય છે. દીકરી કેવી રીતે પરણાવવી તેના માટે એક પ્રખ્યાત કવિ કહે છે કે:—

છપ્પો.

સમજી કન્યા કાળ ચતુર નર ચેતી લેજો,
વર ખોળી વિદ્વાન દાન કન્યાનું દેજો;
કદી ન નાણું હોય લોક ખેંચે નહી લીટી,
કરો ન કન્યાવિક્રય, વસ્ત્ર કન્યા દો વીંટી,
જે કુળ કન્યાદાન થયું તે પુન્યપાર કવિ શું કરે;
તેના પિતૃ, પ્રહ્લાદ કહે, ઇકલંતર કુળ ઉધરે.

(પ્રહ્લાદ.)

મતલબ કે કન્યાનું દાન સારો વિદ્વાન અને ચતુર વર ખોળીને દેવું જોઇએ. કન્યાદાન દેવામાં કદાચ પોતાની પાસે નાણું ન હોય તેમજ કોઇ નામે પણ આપે તેમ ન હોય તો બહેતર છે કે ફક્ત એક વસ્ત્ર વીંટીને કન્યાનું દાન કરવું. તેમ કરનારની ઇકોતેર પેઢી તરે છે, પણ કન્યાનો વિક્રય કરવાથી કન્યાને લાયક વર કે વરને લાયક કન્યા ન મળવાથી એકબીજાં ખરાબ દુર્ગુણોનો ભોગ થઇ

પડે છે અને એવાં કજોડાંથી પ્રજા સારી થવાની તો આશાજ શું રાખવી ? જેથી પરિણામે નપુંષક પ્રજા ઉત્પન્ન થાય છે અને તેથી દેશની પાયમાલી થાય છે. ” આ પ્રમાણે છબીલદાસભાઇએ પોતાના ગ્નાન અનુસાર વિવેચન કર્યું. તે કેટલાક સમજુ-શાણા અને વિચારવંત માણસોને તો યોગ્ય લાગ્યું, પણ કેટલાક જુના વિચારના વૃદ્ધ અને કન્યાવિક્રયથી વગર મહેનતે પૈસા મેળવી મોજ મારનારાઓને પ્રતિકૂળ લાગ્યું. તેઓને છબીલદાસનો દરેક બોલ છાતીમાં તીરની માફક ખુંચવા લાગ્યો, પણ કેળવાયલા યુવકો કે જેમના હ્રદયમાં કન્યાવિક્રય સંબંધી તુચ્છકાર પેદા થયો હતો તેમને આ વિવેચનની સારી અસર થઇ. એટલુંજ નહીં પણ જુના અને નવા વિચારનાઓ વચ્ચે તકરાર ચાલી. જુદા મત પાડયા, અને તે વધીને ભયંકરરૂપ બન્યું, જેથી બંને પક્ષના ચડસાચડસીમાં પોતપોતાના મત પ્રમાણે કબૂલ કરાવવા તૈયાર થયા, જેથી એકજ ગામની ટુંક ન્યાતમાં બે તડ પડવાની અણી ઉપર આવ્યાં; પણ આખરે વઢી ઝઘડી હો હા કરતા કરતા વેરાઇ ગયા.

# પ્રકરણ ૧૧ મું.

## કુળવાન વર ગુણસાગર.

બીજે દીવસે ખાઇપીને પરવાર્યા પછી વખત મળતાં ગઈ કાલની બાકી રહેલી લક્ષ્મીના વિવાહ સંબંધીની ચર્ચા સુંદરે ચાલુ કરી. તેમાં છબીલદાસે સુંદરને કહ્યું, સુંદર ભાભી! ગઇ કાલના વર્તમાન જાણ્યા કે? તમારા સગાસંબંધીઓના વિચારો સમજ્યાં? પોતાના સ્વાર્થને માટે માણસો કેવા કેવા પ્રપંચ કરે છે અને કુકર્મો કરી ભોળા માણસની ભોળાઇનો કેવો લાભ લે છે તેનો અનુભવ થયો!

સુંદરે કહ્યું—ભાઇ, અમે તો પ્રથમથીજ જાણીએ છીએ, સારી રીતે ઓળખીએ છીએ. અને પુરેપુરો અનુભવ પણ થયેલો છે. તમારા કાકાકાકીના મરણ અવસરે અમને જે વીતી છે, તે તમારાથી ક્યાં અજાણી છે? આતો તમોએ જ્યારે કહ્યું, ત્યારે તેમને બોલાવ્યા, નહિ તો નકામા બોલાવી આટલી બધી માથાફોડ શું કરવા કરાવત?

છબીલદાસ—હશે! એમાં આપણું શું ગયું? તેમના અભિપ્રાયની કોણ દરકાર રાખે છે? લક્ષ્મીનો વિવાહ કરી પૈસા લેવા કે ન લેવા એ આપણી મરજીની વાત છે. તેમનાથી શું થવાનું છે! બહુ તો આપણી ચેષ્ટા કરશે અને થોડા દિવસ વાતો કરીને રહેશે. વારૂ, કાલે કરેલા વિવેચનથી તમને માઠું તો લાગ્યું નથી? કેમ

કાંઇ બોલ્યા ચાલ્યા વિના ઉદાસ થઇને બેસી રહ્યાં હતાં ?

સુંદર—અરે ભાઇ ! શી વાત કરો છો ? એમાં ઉદાશી શાની. કાલના બોલ ! વાહ ! શી વાત કહું ! જે જે વચનો નિકળતાં તે તે મને તો સોના જેવાં લાગતાં હતાં, જેથી એક ચિતે સાંભળતી હતી. ઉદાશી માત્ર એટલીજ કે આપણી વાણીઆ જેવી ઉંચ કોમ અને ડાહી જાતના લોકોને આવા આવા દાખલા દલીલો અને શાસ્ત્ર સિદ્ધાંતો પણ આ અનીતિ ભરેલાં આચરણો અને ધિક્કારવા લાયક ધંધા બંધ કરવા કાંઇ અસર કરી શકતાં નથી એ શું ?

છબીલદાસ—ભાભી ! એમાં આશ્ચર્ય થવા જેવું શું છે ! મહેનત કરી પરસેવાવાળી કમાઇને ખાવા કરતાં વગર મહેનતે બેઠાં બેઠાં ખાવાનું મળે, એ કોને ખોટું લાગે ? આ કળિયુગનું માહાત્મ્યજ એવું છે, એટલે ધર્મશાસ્ત્રને ધક્કો મરાય, ખરાને ખોટો અને ખોટાને ખરો કહેવાય, ન્યાયને નીરાળો મુકાય, ખટપટીયાઓનું ધાર્યું થાય, ગરીબનું કહેવું ખરૂં હોય છતાં ખોટું મનાય, અને સત્યને વળગી રહેનારાઓ ઘણા ગોદા ખાય એવા જમાનામાં તેમના હૃદય ઉપર ઉલટી અસર થાય એમાં શું નવાઇ છે ?

સુંદર—ભલે ભાઈ એમ કહો છો તો મારી ના નથી. પણ મને તો એજ અજાયબી ઉપજે છે કે હિંદુઓ, તેમાં વિશેષે કરી ઉંચ ગણાતી કોમો—વાણીઆ બ્રાહ્મણો કે—જેઓ જીવપ્રતિપાળ કહેવડાવવામાં, કસાઇવાડે જતાં ઢોરને છોડાવવામાં પુણ્ય અને મહત્તા માને છે, સાપ, વિંછી અને વાઘ જેવાં માંસાહારી અને ક્રૂર જનાવરોને દુઃખ થતું જોઇ દયાનો અંકુર ફુટે છે, ત્યારે આ ભયંકર કન્યાવિક્રયરૂપી કસાઇના હાથમાંથી ગરીબ ગાય જેવી પોતાની વ્હાલી પુત્રી-

ઓને છોડાવવા પ્રયત્ન કેમ નહિ કરતા હોય? ગરીબ અબળાઓને દુઃખ થતું જોઇ તેમને દયા કેમ નહિ આવતી હોય?

છબીલદાસ—ભાભી. તમારી ભૂલ છે. જે રિવાજ આપણે લાંબા વખતથી જોતાં આવ્યાં હોઇએ તે ગમે તેટલો ભયંકર હોય તોપણ તેનો પરિચય વધી પડવાથી આ ચીજ ભયંકર છે એમ સ્વપ્ને પણ ખ્યાલ લાવવો મુસ્કેલ છે. આપણે સામાન્ય નજરથી જોઇશું તો જણાશે કે, યોદ્ધાઓને રણસંગ્રામમાં માણસનાં ડોકાં ઉડાવવાં, ખાટકીને પશુવધ કરવો, ખૂનીને ખૂન કરવું એ તેમને કયે દહાડે કમકમાટી ઉપજાવે છે? આ દયાળુ ઇંગ્રેજી રાજ્ય થતોં પહેલાં સતી થવાને બહાને સ્ત્રીઓને જીવતી નહોતી બાળી મૂકતા? રજપુત વગેરે લોકો અજ્ઞાનતાને લીધે કહો કે રૂઢીને લીધે પોતાની પ્યારી પુત્રીઓને દૂધપીતી નહોતા કરતા? એવાં એવાં અઘોર કૃત્યની જરાએ અરે આવતી? ના, કારણકે તે પોતાનો સામાન્ય ધર્મ છે એમ તેઓ માનતા—સમજતા. તેવીજ રીતે દીકરીઓનાં દુઃખ જોવાં અને હરામને પૈસે આનંદ ભોગવવો એ આપણા લોકોને સાધારણ વાત થઇ પડી છે, માટે એ બાબતની લગારે લાગણી હોયજ ક્યાંથી?

સુંદર—ખરી વાત છે. મને પણ પ્રથમ આ બાબત જરાએ લાગણી થતી નહિ, અરે વગર લાગણીએ તો મેં લક્ષ્મીને ગમે તેમ ગમે તેવા સાથે પરણાવી મનમાન્યા પૈસા લેવા અને તે વડે લક્ષાધિપતિ થઇ આનંદ ભોગવવા નિર્માણ કરેલું, અને તેના માટે મેં તમારા ભાઇને નાહક કંટાળો પણ આપેલો. પણ હાલ મારી આંખોનાં પડળ કંઇક પેલા નવલચંદની મેનાંના હૃદયભેદક ચાપકપી ગરબાથી અને કાંઇક તમારા ભાઇના સુબોધથી ખુલ્લાં થતાં મેં હવે

તો દ્રઢ નિશ્ચય કર્યો છે કે દીકરીને વેચીને લક્ષાધિપતિ થવા કરતાં કંગાલ અવસ્થામાં રહેવું એજ બહુ સારૂં છે. વારૂ પણ આવી બાબતની ચર્ચા આપણા મંદિરોમાં જ્યાં કથા વાર્તા ચાલે છે ત્યાં થતી હોય તો કેવું સારૂં.

છબીલદાસ—ભાભી તમારૂં કહેવું ખરૂં છે, પણ હાલતો સૌને પોતપોતાના પેટની પડી છે એટલે "પોતે પોતાનું ગાય પછી બીજાનું બલે ગમે તેમ થાય" તેની માફક છે. ધારો કે ધર્માચાર્યો ઉપદેશ તો આપે પણ તેથી શું વળે ? ઉપદેશ આપીને તે પ્રમાણે ચલાવવા પ્રયત્ન કરવો જોઇએ. પણ તેમ પ્રયત્ન કરવા જતાં અજ્ઞાન લોકોને અવળું પડે, કારણ કે જો ધર્માચાર્યો કન્યાવિક્રયનો ધંધો કરનારાનો પૈસો લેવો બંધ કરતા હોય, તેમનો સંસર્ગ કરવો બંધ કરતા હોય, મંદિરમાં પેસવાની બંધી કરી હોય, અરે તેઓને તે ચાલ છોડી દેવાની ફરજ પાડી હોય તો પરિણામ શું આવે ? તેનો તમેજ વિચાર કરો । પરિણામ માત્ર એજ આવે કે લોકોની અજ્ઞાનતાને લીધે ધર્મમાં અને ધર્માચાર્યોમાં તેમજ પોતપોતાની કોમમાં ફાટફુટ અને કલેશનાં બીજ રોપાય. પણ આ બધું થવાનું મૂળ કારણ રૂપ લોકોની અજ્ઞાનતાજ છે. હિંદનો ઘણો મોટો ભાગ બીનકેળવાએલ છે, તેથી જ્યાં સુધી તેઓ સંપૂર્ણ રીતે કેળવાય ત્યાં સુધી તો આ બાબતમાં ધર્માચાર્યો, વિદ્વાનો, કવિઓ વગેરે ગમે તેટલું મથન કરે પણ તે બધું ધુળ ઉપર લિંપણુ થવા બરાબર છે. આ બાબત ઘણા સાક્ષરો-વિદ્વાનો અસ્ખલિત પ્રયત્ન કર્યા કરે છે તેનું પરિણામ જોકે હાલ તો જુજ એટલે નહિં જેવુંજ આવ્યું છે, પણ એ તો નિર્વિવાદ છે કે જેમ જેમ લોકોમાં કેળવણીનો ફેલાવો વધતો જાય છે, તેમ તેમ

તેઓ પોતાની ભૂલ સમજી લે છે, અને લેશે. તેથી કોઇ દિવસ સુધારકોના પ્રયત્નનું સુફળ પણ આવશે, અને હાલ નહિં તો અમુક મુદ્દત પછી પણ આ દુષ્ટ રીવાજ નાબુદ થશે એમાં શક નથી. તેમાં પણ ખરૂં પૂછો તો જ્યાં સુધી સ્ત્રીકેળવણીનો ફેલાવો થયો નથી, ત્યાં સુધી કાંઈ થવાનું નથી. કારણ કે સ્ત્રીઓજ પોતાની ભૂલ સમજે ત્યારે આનું ખરૂં સુફળ આવવાનું; બાકી પુરૂષો ગમે તેટલું મથન કરે તોપણ સ્ત્રીકેળવણી વિના કંઈ થવાનું નથી.

સુંદર—ભાઇ આમ શું કહો છો ? સઘળો આરોપ અમારા જેવી નિર્દોષ અબળાઓ ઉપર શા માટે ઢોળી પાડો છો ? જો પુરૂષો આ દુષ્ટ ચાલ બંધ કરવા પ્રયત્ન કરતા હોય તો સ્ત્રીઓ આ બાબતમાં આડે શા માટે આવે !

છબીલદાસ—ભાભી, તમો ભૂલો છો, અગર બહારની વાતથી અજ્ઞાન છો એમ લાગે છે. જુઓને સંસારસુધારાની બાબત ! બાળલગ્ન, કન્યાવિક્રય વગેરે થવાથી, લાકડે માંકડુ વળગાડી દેવાથી, બિચારી બાળાઓનો નાનપણથીજ આખો ભવ બગડે છે, બાળપણથીજ વિધવાપણાને પામે છે, તેમનાં દુઃખો જોઇ કોનું હ્રદય પીંગળે તેમ નથી ! એ બાબતમાં મી. મલબારી, રા. બા. મહાદેવ ગોવીંદ રાનાડે, રા. બા. ગોપાળ હરી દેશમુખ, રા. સા. બાળામંગેશ, અને રા. રા. કરશનદાસ મૂળજી જેવાએ અસ્ખલિત પ્રયત્નો કર્યા છે. પણ જ્યાં સુધી સ્ત્રીકેળવણીનો પુરેપુરો ફેલાવો થયો નથી ત્યાં સુધી દરેક સુધારાનો ફેલાવો થવો મહા કઠીન છે. આ પ્રમાણેનો મારો પોતાનો વિચાર નથી પણ મોટા મોટા વિદ્વાનો પણ આ બાબત શું કહે છે તે હું કહું છું તે જરા ધ્યાન દઇને સાંભળોઃ—

"સામાજિક કે ધાર્મિક બાબતોમાં જૂના મતનો મુખ્ય આધાર બૈરાંઓ હોય છે. સામાજિક સુધારકોની કૃતિ તેમના ઉપદેશ પ્રમાણે નથી, તેથી લોકો જ્યારે તેમને એ વિષે પૂછે છે કે, "તમે બોલો છો તે પ્રમાણે પ્રથમ તમેજ કેમ વર્તતા નથી ?" તેનો જવાબ સુધારાવાળાઓ ઘણું કરીને એકજ દે છે કે "શું કરીએ અમારી ધણીઆણી અથવા બ્હેન અથવા પૂજ્ય માતુશ્રી અથવા બીજી જે કોઈ કાકી, મામી, માશી, હોય તે આગળ અમારૂં કશું ચાલતું નથી." એ એમનું કહેવું નાચવું નહિં તેનું આંગણું વાકું એ કહેવત પ્રમાણે બાયલાપણાનું છે અથવા સ્ત્રીવશતાના લાંછનવાળું છે એવું સમજશો નહિ, કારણ કે સ્ત્રીઓનો પ્રભાવ ખરેખરો તેવોજ છે. કોઇપણ સમાજમાં જે ચાલ-રિવાજ હોય છે તે અસલ પ્રમાણે ચાલુ રાખવા વિષે બૈરાંઓનો મોટો દુરાગ્રહ હોય છે, પછી તે ખરેખર સારો છે કે માઠો છે તેનો વિચાર તેઓ કરતાં નથી. દાખલા તરીકે ઇંગ્રેજ લોકોનાં બૈરાં જુઓ. તેઓ ઘણાં સમજુ, પરંતુ જેથી પવન લેશ માત્ર પણ આવે નહિ એવા પંખા હલાવીને ઉકળાટ શાંત કરવાનો યત્ન કરે છે, અથવા જેની છાયાથી મોઢું પણ ઢંકાવાની પંચાત એવી મોટી છત્રી લઇને તડકામાં ફરે છે. તેમજ આપણાં બૈરાં હેરાન થાય એ વાત હા, પણ ઉઘાડે પગે કે છત્રી વગરજ ફરે. એ સર્વમાં જોવા જઇએ તો અજ્ઞાનતા સરખીજ છે, તથાપિ એકવાર પકડેલી રીત ન છોડવા બાબત તેમનો આગ્રહ એ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. વારૂ સ્ત્રીઓનો (સામાજિક અથવા ધાર્મિક બાબતમાં જે વિચાર એકવાર ચોંટયો તે મોટા દુરાગ્રહથી કાયમ રાખવો) એ સ્વભાવ આપણે નિંદ્યજ માનવાનો નથી, તે મોટો ફાયદાકારક હોવાથી તેમને માન આપવામાંજ આપણું ડહાપણ અને મોટાઇ છે,

અને તેની વિરૂદ્ધ જવું એ ગેરફાયદા ભરેલું હોવાથી તેનું પરિણામ ભયંકર થશે. સારાંશ સ્ત્રીઓનો મનોવિકાર તેમની વિચારશક્તિ કરતાં ઘણો જોરાવર છે. તેને લીધે એકાદિ નવી સુધારણા કરવાની હોય અને તે ઘણી ઉપયોગી હોય ને તેમાં દયાળુપણું ઈત્યાદિ ઘણા ગુણ હોય, તોપણ પરાપૂર્વથી ચાલી આવેલી રીત છોડી દેવી સ્ત્રીઓને ઘણી કઠણ લાગવાથી તેઓ નવી રીત કબૂલ કરતી નથી. સારાંશ સ્ત્રીઓના સુખ માટે અથવા તેમનાં દુઃખો દૂર કરવા સારૂ જે સુધારો કરવાનું કામ કરીએ તેમાં ખુદ સ્ત્રીઓજ સામાવાળીયણો થાય છે. આ પેહેલો સિદ્ધાંત જોવામાં છેક ઉલટો જણાય છે તોપણ તે બીલકુલ ખરો છે અને તેજ સઘળે અનુભવમાં આવ્યો છે.

સ્ત્રીઓના મનોવિકાર તેમની વિચારશક્તિ કરતાં વધારે જોરાવર છે એ વાત માહી તો ખરી, તથાપિ એજ મનોવિકાર વડે તેમનામાં એક ઘણો ઉપયોગી અને પૂજ્ય ગુણ થયો છે. તમે પૂછશો કે તે કયો ? તો તે એ કે ગમે તેટલી મહેનત દુઃખ કે કંટાળો આવે, તો તે ધીરજથી સહન કરવાની શક્તિ બૈરાંઓમાં વિશેષ હોય છે તે. બાળપણમાં અને જુવાનીમાં માણસનું યથાયોગ્ય લાલનપાલન થાય છે, એનો કારણભૂત સ્ત્રીઓનો એજ મુખ્ય ગુણ છે. જુવો, નાના રોગોથી બચાવીને સ્ત્રીઓ પોતાનાં છોકરાંને નાનાંથી મોટાં કરે છે, મોટાં થયા પછી જોકે તે પોતાની માને ગાળો દેછે, તોપણ તેને કંઈ લગાર માથું દુઃખે તો તેની ચાકરી કરવામાં તૈયાર હોય છે. છોકરૂં ગમે તેવું બદસુરત હોય, ગંદુ હોય, અને મોટું થયા પછી તે બહેકેલ નીકળે, તોપણ માના હેતમાં કશો ફરક પડતો નથી. તે શ્રમ અને અપમાન વગેરે વેહીને પણ પોતાનાં વ્હાલાં છોકરાંના ભલા સારૂ

મયે છે. એ કેટલો ઉપયોગી ગુણુ તેઓમાં છે ! અને એ ગુણુ જો તેનામાં ન હોત તો દુનિયાની શી વલે થાત ? માને સંબંધેજ સ્ત્રીવર્ગમાં ગુણુ હોય છે એમ નથી. પત્ની સંબંધે પણુ સ્ત્રીઓ એમજ વર્તે છે. સુખના દિવસમાં તે પોતાના વ્હાલા ભરથારને આજ્ઞાધારક મિત્ર પ્રમાણે રમાડે છે. વ્યવહારમાં તે વિશ્વાસુ પ્રમાણે સલાહ આપે છે અને ચાકર પ્રમાણે તેની સેવા કરે છે, અને મંદવાડમાં મમતાવાળી દાઈ પ્રમાણે તેની ચાકરી કરવા તૈયાર હોય છે.

આપણી હિંદુ સ્ત્રીઓમાં જે સહનશક્તિ છે તે માટે ખરેખરી તે સન્માનને પાત્ર છે. વિધવા થયા પછી સ્ત્રીઓને જે નિયમ ઠરાવી આપ્યા છે તે પ્રમાણે આચરણુ કરવાના કામમાં તેનો એ ગુણુ ઘણો વ્યક્ત થયો છે. મરદોને રંડાયા પછી વિધવા જેવાં આચરણુ કરવાના નિયમ જો ઠરાવ્યા હોત તો સ્વામીનિષ્ટાથી નિષ્કલંક આચરણુ રાખનારી વિધવાના જેવી રીતે પુરૂષ ચાલત કે ? કદિએ ન ચાલત. એમ હું એકલોજ કહું છું એમ નથી, બીજા પણુ કેટલાકોનો એજ મત છે. વળી હિંદુ સ્ત્રીઓને સહનશીલતા વધારે આવવાનાં બીજાં પણુ કેટલાંએક કારણો છે. શાસ્ત્રો અને લોકમતથી તેમને પુરૂષો કરતાં ઘણી વાતનો પ્રતિબંધ છે. પુરાણુ માહેલી કેટલીક કથાઓમાં તેમના પતિવ્રતપણાની જે વાતો લખેલી છે તે સાંભળવાથી તે પ્રમાણે વર્તવામાં સ્ત્રીઓ ઘણું અભિમાન રાખે છે; તેમજ કેટલાક કવિઓએ પોતાની અમર કવિતામાં સાવિત્રી, તારા, સીતા, વગેરેની પોતાના ધણી ઉપર જીવથીએ વધારે રાખેલી કાળજી ઘણુંજ વખાણુ સાથે ગાયેલી છે. તેને લીધે હિંદુ સ્ત્રીઓનાં મન તલ્લીન

થઇને તે ચરિત્રો તેમની નજર આગળ આદર્શરૂપે રહેલાં તેમને દેખાય છે.

હિંદુ સ્ત્રીઓને પ્રાપ્ત થયેલી દશા ભોગવવામાં તે બડબડતી નથી. એટલુંજ નહિ પણ જે જે દુઃખો સહન કરે છે તે ઉપરથી તેમની પ્રીતિ અને જૂના ચાલ દુરાગ્રહથી રાખવાની ઇચ્છા કેટલી જોરાવર હોય છે તે ખુલ્લું દેખાઇ આવે છે. પુનર્વિવાહ વિધવાઓને ખરેખાત કેટલેક અંશે સુખકર હશે; તથાપિ તેમની પોતાના પહેલા ધણી ઉપર પ્રીતિ જુઓ કેટલી વિલક્ષણ હોય છે, કે તેમણે જેને ઇશ્વર પ્રમાણે પૂજ્ય માન્યો, જેના ઉપર આજ સુધી પતિને સંબંધે પ્રીતિ કરી ધણી માનીને જેની સેવા કરી, તેને વિસારી દઇ બીજો ધણી કરવા કરતાં જીવતાં સુધી દુઃખ સહન કરવાને તેઓ તૈયાર હોય છે. તેમજ લોક રિવાજ અને ધર્માજ્ઞા બરોબર અમલમાં આણવા સારૂ દીકરીના જૂદા-ઇના દુઃખનો વિચાર એક બાજુએ મૂકીને તેનાં લગ્ન અલ્પ વયમાં કરવા બાબત પોતેજ પોતાના ધણીને વિનવે છે અને પછી તેનો ઝટ વિયોગ થવાથી આંસુ પણ પોતેજ ઢાળે છે. એવી રીતે સ્વસુખને તુચ્છ માનનારો હિંદુ સ્ત્રીઓનો જે સ્વભાવ તે શાસ્ત્રોથી અને જૂના ચાલોથી દઢ થવાને લીધે, તેને પોતાનેજ જે નુકશાન કરનાર તેજ તેને પ્રિય લાગે છે. અને પુરૂષ ગમે તેટલો વિદ્વાન હોય તોપણ તે સ્ત્રીના સ્નેહમાં પડે છે તેથી તેની મરજી વિરૂદ્ધ તેનાથી ચલાતું નથી. એવી રીતે સમાજસુધારકોને સ્ત્રીઓ તરફની મોટી અડચણો હોવાથી તેમની મહેનત ફોગટ જાય છે અને તેમની હિંમત ચચકાય છે. એ અડચણ દૂર કરવાને બીજો કશો ઉપાય નથી. વખતના ફેરફારથી અને સ્ત્રીકેળવણીના ફેલાવથી જ્યારે સ્ત્રીઓ જાતેજ સુધરશે અને

તેમના વિચાર બદલાશે, ત્યારે તેમનાં મન સુધારાને અનુકૂળ થશે. માત્ર સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપીને તેમનાં મન સુધારા તરફ વહેલાં વાળવાનો પ્રયત્ન કરવો એ બનવા જોગ છે. અને સુધારામાં એ કામ મુખ્ય છે.

સુંદર—વાહ! વાહ!! છબીલદાસભાઈ, શું તમારી વિદ્વત્તા છે! શાબાશ છે! તમારા ભાષણોથી તો મને ઘણો ઘણો બોધ મળ્યો છે. તમારૂં કહેવું ખરૂંજ છે કે, જ્યાં સુધી માતા પોતાની પુત્રીનું સુખ શામાં છે તે સમજી નથી, ત્યાં સુધી આ બાબતમાં કાંઇ બનવાનું નથી, એ તમારૂં કહેવું વ્યાજબી છે. હશે, પણ આપણે આ બાબતમાં બહુ લંબાણે ઉતરી પડયાં છીએ, માટે આપણે જે વિચાર કરવા બેઠાં છીએ તેજ વાત ઉપર ધ્યાન આપો. કહો વારૂં આપણે આપણી લક્ષ્મીને માટે શું કરવું? કયો વર પસંદ કરવો તેની સમજણ પાડો.

છબીલદાસ—ભાભી! ખરૂં પૂછો તો પોતાના લાયક વરને અગર સ્ત્રીને પસંદ કરવી એ વર અને વહુ બંનેની મુનસફી ઉપર છે. જુઓને આગળનો રિવાજ ચાલ્યો આવે છે કે ઋષિ મુનીઓ અને રાજાઓ પોતાની દીકરીઓને સ્વયંવર કરીને પોતાને લાયક વરને પરણાવતા; પણ હાલ સ્વયંવર તો નાટકના પડદા ઉપરજ થંભી રહેલો છે. માબાપોએ પૈસાની લાલચે દીકરીઓનો એ હક પોતે ખુંચાવી લીધો છે. મહારૂં કહેવું તો એમ છે કે આપણે લક્ષ્મીના માટે ઉંચા કુળ-ગોત્રવાળો, આચાર-વિચારવાળો, વિદ્યા, ધન, રૂપ, ગુણ, ઓથ એટલે બહોળા કુટુંબવાળો, રોગરહીત, નીતિવાન, વળી જેને ત્યાં કન્યાને કોઇ જાતનું દુઃખ પડતું ન હોય-સુખી હોય, તેવાને ત્યાં

આપણી લક્ષ્મીનો વિવાહ કરવો એમ મારી ભલામણ અને સલાહ છે. કેટલાંક કુટુંબમાં બધી વાતનું સુખ હોય છતાં સ્ત્રીઓને એક ગુલામ માફક ગણી આખો દિવસ ગદ્ધાવૈતરૂં કરવા છતાં પેટપુર ખાવાના પણ સાંસા પડે છે; અને તે પણ બિચારી અબળા સહન કરે, તેમ છતાં વખતે કંઇ લગાર વાંધોવચકો પડે છે કે તુરત તેના માથે શોક્યનું સાલ ખડું થાય છે. એટલે પછી ખાવાનું તો શું પણ ઘરમાં નીરાંતે રહેવાનો પણ વખત આવતો નથી. જેથી પિયરમાં ભાઇ ભોજાઇ કે માબાપ હોય તો તેને ત્યાં ટુંબા ખાઇ સડયાં કરવાનું થાય છે, અગર પિયરમાં પણ પરવારેલી હોય તો બિચારીને લોકોનાં દળણાં દળીને પોતાના પેટનું પૂરૂં કરવું પડે છે. આવાં કોઇ કુટુંબમાં ગમે તેટલું બીજું સુખ હોય તોપણ વિવાહ કરવો જોઇએ નહિ. માટે આપણે તો લક્ષ્મીનો વિવાહ જ્યાં સઘળી વાતનું સુખ હોય ત્યાંજ કરવો એ મારી ભલામણ છે. બાકી લાકડેમાંકડુ વળગાડી દેવામાં તો પુત્રીના શાપ વગર બીજો શો ફાયદો છે?

સુંદર—મ્હોટા ભાઇ! જો મારી લક્ષ્મીને માટે એવો સર્વગુણ-સંપન્ન વર મળે તો પછી લક્ષ્મીના ભાગ્યમાં શું ખામી ગણાય? હું તો કુંદન સાથે કોહીનૂર જડયા જેવો જોગ ગણું. પણ આપણા એક-ડામાં એવો વર છે ક્યાં? હોય તો બતાવોને?

છબીલદાસ—ભાભી! એમ શું બોલો છો, ન કેમ હોય! હોય બલાબલી પૃથ્વી છે. તે કાંઇ રસાતાળ ગઇ નથી. એવાં રત્ન ખોળીએ તો સહેજમાં સાંપડે તેમ છે, પણ એવાં રત્નોને ખોળે છે કોણ? જુઓને મને તો વિલાસપુરના સુબોધચંદ શેઠનો પુત્ર ગુણસાગર

સર્વ વાતે આપણી લક્ષ્મીને યોગ્ય લાગે છે. શું તમો તેમને નથી ઓળખતાં?

સુંદર—હા ભાઇ! એ ઘર મારી તો ભૂલમાંજ ગયું છે. એ ઘર ખાનદાને ખરૂં, તેમજ અત્યારે તેના જેટલો પૈસો આખા વિલાસપુરમાં કોઇની પાસે નથી. વળી મેં સાંભળ્યું છે કે તે છોકરો ઇંગ્રેજી સાતેક ચોપડી ભણેલ છે. હજુ પણ મેટ્રીકનો અભ્યાસ કરે છે. ઉમ્મર પણ ઝાઝી નથી, ફક્ત અઢાર વરસનો છે, ગુણવાન પણ છે, બહોળા કુટુંબવાળો સાથે વિદ્વાન પણ છે; પણ લગાર એ શ્યામ રંગે ખરો હો કે!

ટેકચંદ—એમાં શું! ગુણ આગળ રૂપ શા લેખામાં છે? ઇંદ્રવરણાં દેખીતાં ઘણાં સારાં લાગે છે પણ તે ખાતાં જીવની હાની થાય છે. કનક નામ ધતુરનું કહેવાય છે તેથી શું હેમનું સાટુ ભાગે ખરૂં કે? ચણોઠીઓનો હાર મોતીના હાર કરતાં સુંદર દેખાય છે તેથી તે મોતીના મૂલે વેચાય ખરો કે? રંગ કાળો તેથી શું! કાળા રંગે શ્રીકૃષ્ણ પરમાત્મા છે છતાં તેમના નામનો જાપ જપવાથી પાપ નિવારણ થાય છે. માટે કાળા ગોરા કરવાનું કાંઇ કારણ નથી. રૂપ કરતાં ગુણમાં છે કે નહિ તે જોવાનું છે. હાલમાં ઘણાખરા ઇંગ્રેજી ભણેલા યુવાનો ન માને દેવને કે ન માને માબાપને, એવા માથાફરેલ હોય છે, ત્યારે આતો આટલું ઇંગ્રેજી ભણેલ છે, હજુ અભ્યાસ ચાલુ છે, પણ ધર્મ બાબતમાં બહુજ ચુસ્ત છે. આટલો આટલો અભ્યાસ છતાં હમેશાં પ્રભાતમાં નાહી ધોઈ નિત્ય નિયમ કરવામાં ચુકતો નથી. તેના જેવો વિનયી, વિવેકી, દયાળુ, સાથે પોતાના માબાપની આજ્ઞાનું ઉલ્લંઘન કદી પણ કરે તેવો નથી.

સુંદર—જો એવાજ સઘળા ગુણોથી અલંકૃત હોય તો પછી આપણે હવે લક્ષ્મીનો વિવાહ કરવામાં વિલંબ કરવાની જરૂર નથી. પણ વારૂ છબીલદાસભાઇ, તેઓ ધનવાનના પુત્ર છતાં અને આવી રીતે દરેક રીતે ગુણવાન અને વિદ્વાન છતાં અત્યાર સુધી કુંવારા કેમ રહ્યા હશે? એજ મને નવાઇ લાગે છે.

છબીલદાસ—ભાભી! તેનું કારણ તો એમ છે કે તેમના મોટાભાઇનું તેમના પિતાજીએ બાળલગ્ન કરેલું તેથી તેમને થયેલું નુકશાન તેમણે નજરે જોયેલું છે તેથી પોતે પોતાને યોગ્ય પોતાને પસંદ પડતી કન્યા મળે ત્યારેજ પરણવું આવો ચોક્કસ વિચાર રાખેલો છે. તેમના પિતાજી પણ મોટા દીકરાને થયેલા નુકશાનથી આમની આડે હવે આવી શકતા નથી. જો કે કન્યાનાં માગાં તો આજ સુધી ઘણાંએ આવ્યાં હતાં અને હજુ પણ ઘણાંએ આવે છે, પણ પોતેજ ના કહે છે. વળી તે કન્યાવિક્રયના પક્કા શત્રુ છે, તેથી છાની અગર ચાહત એક પાઇ પણ આપવાની સાફ ના પાડે છે એમ મારા જાણવામાં છે. વળી તે સંસાર સુધારા માટે બહુ સારૂ માન ધરાવે છે. તેમના લખેલા લેખો મારા વાંચવામાં ઘણા આવેલ છે, જે સઘળા તેમની લાયકાત પ્રમાણે વિદ્વત્તાથી ભરેલા છે. હું તો કહું છું કે એજ છોકરો જતે દહાડે ન્યાતમાં પોતાની વિદ્વત્તા વડે નામ કાઢશે, ન્યાતને તારશે, એમ હું ધારૂં છું.

આ બધી વાતચીત છબીલદાસની વહુ પાર્વતી સાંભળ્યા કરતી હતી તે બોલી. સુંદર બેન! બધું તો ખરૂં, પણ મેં એમ સાંભળ્યું છે કે તેમને તો પોતાના જેવી પોતાને યોગ્ય કન્યા મળે તોજ પરણવું છે, બાકી કોઇ અબુધ જેવી કન્યા મળે તેના કરતાં તો જન્મભર

કુંવારાજ રહેવું સારૂં એમ કહે છે. વળી તે સાથે તે કન્યા આપણી માતૃભાષા સંસ્કૃતના થોડાક સંસ્કારો વાળી હોવી જોઇએ અગર તો તેના માબાપ હાલની ગુજરાતી ભાષા અનુસાર લગ્નવિધિ અને કોલ-કરાર કરવા કબૂલ કરે, તોજ હું તે કન્યાને ગૃહણ કરૂં એમ કહે છે.

સુંદર—આતો વળી **इदं तृतीयं** જાગ્યું કહેવાય. બ્રહ્મચર્ય વૃત પાળે, બાળલગ્ન ન કરે; કન્યાવિક્રયના સામા થાય એ બધું તો જાણે ઠીક છે, પણ ચાલતા આવેલા રિવાજમાં ફેરફાર કરવો, વેદ મંત્રો મૂકી બીજા શ્લોકો બોલાવવા ને આપણા મહાત્મા મનુમહા-રાજની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું:એ તો ખોટું ! એવી રીતે ધર્મનું ઉલ્લં-ઘન કેમ થાય ?

ટેકચંદ—ગાંડી, જરા વિચાર કર. તેમનું કહેવું શું ખોટું છે ? સાંભળ, આપણે અમુક બાબતનો લેખ કે દસ્તાવેજ કર્યો હોય તેમાં વગર વાંચે અંદરનો મજકુર સમજ્યાવિના સહી મતુ કરી આપીએ તો પાછળથી પછી સમજ્યા પછી પસ્તાવાનો વખત આવે; તેવીજ રીતે જેની સાથે જીંદગીભર જોડાવાનું છે, સુખદુઃખના સાથી બન-વાનું છે, તેમની અરસપરસ એકબીજાની શું ફરજ છે તથા લગ્ન વખતે કેવા કેવા કરાર થાય છે, કેવી કેવી કબૂલતો કરવી પડે છે, તે જાણ્યા વગર પોપટની માફક બ્રાહ્મણો વગર સમજે વગર સમજાવે વેદ મંત્ર મોઢે બોલી જાય, અને જાદુની લાકડીની માફક નાચ નચાવી આવી પવિત્ર અને ઘણીજ અગત્યની બાબતમાં ગોટાળા વાળે, તેના કરતાં શું એ રીત પસંદ કરવા જેવી નથી ? પણ તેમની એ શરતમાં આપણને વાંધો આવે એમ નથી; કારણ કે આપણી લક્ષ્મી પણ એજ વિચારને મળતીજ છે. માટે જો તારી મરજી હોય

તો હવે વધારે ચુંથાચુંથ ન કરતાં વિજયનંદ ગોરને વિવાહ માટે મોકલીએ.

સુંદર—સ્વામીનાથ ! મારી ક્યાં ના છે ? તેના ઉપર મારા કરતાં આપનો પ્રેમ ક્યાં ઓછો છે ! માટે ભલે ખુશીથી વિજયનંદને મોકલો.

ટેકચંદ—લક્ષ્મીનો વિવાહ ત્યાંજ કરવો છે એ નક્કી છે કેની ? જો બીજો કાંઇ વિચાર હોય તો જણાવી દેજો, પછી પાછળથી બોલશો તો કાંઇ વળવાનું નથી.

સુંદર—ખુશીથી વિજયનંદને મોકલો. તેમાં વારંવાર શું પૂછતા હશો ? એકવાર નહિ ને હજારવાર મારી તો હા જ છે.

ટેકચંદ—પણ તે તો એક પાઇ પણ નહિ આપે.

સુંદર—મારે જોઇએ છીએ પણ ક્યાં ? હું તો પ્રભુને અરજ કરૂં છું કે એવો ખ્યાલ સ્વપ્ને પણ હવે મને આવવા દઇશ નહિ.

ટેકચંદ—જોજો, પેલા નવલચંદની વહુની માફક ઘરેણાંનો આડંબર કરી મહાલવાનું નહિ બને, હો !

સુંદર—મારે એવા હરામના પૈસા લઇ આડંબર કરવો નથી.

ટેકચંદ—શું આ ખરૂં કહો છો ?

સુંદર—હા હા, ખઇજ કહું છું.

ટેકચંદ—પછી ફરી જશો ત્યારે ?

સુંદર—શું હું ફરી જાઉં ? હર હર કરો ! કદાપી આકાશ ને પૃથ્વી એક થઈ જાય, વાઘને બકરી ભેગાં રમે, પૂર્વનો સૂર્ય પશ્ચિમે ઉગે, અગ્નિમાં શીતળતા આવે, અમૃતમાં કટુતા અને હળાહળ ઝેરથી

શરીર રોગી બને, પણ મારા વિચારો કદી બદલવાના નથી જ એની ખાત્રી રાખશો.

ટેકચંદ—પણ પરણાવીશું શી રીતે ? પૈસા ક્યાંથી લાવવા ? તેનું શું ધાર્યું ?

સુંદર—કેમ ક્યાંથી લાવવા ? ઘરમાંથી ને ઘરમાંથી જ તો ? દુકાનનો જે નફો હોય તે આ કામમાં વાપરી દો, કન્યાદાન એ મહા પુણ્યનું કામ છે.

ટેકચંદ—અને પછી ?

સુંદર—પછી શું ? પ્રભુ સરખો દાતાર છે તે જેવી સ્થિતિમાં રાખશે તેવાં રહીશું, છેવટે ભૂખ્યાં રહીશું પછી કાંઇ ?

ટેકચંદ—ભલે ત્યારે તારી મરજી ! પણ પાછળથી પછી મ્હારો વાંક કાઢે એ ખોટું.

છબીલદાસ—ટેકચંદ, હવે સુંદર ભાભીને બહુ મ્હેણાં દઈ શરમાવો નહીં. ગઈ ગુજરી ભૂલી જાઓ અને હાલનો વિચાર અમલમાં મૂકી કરો ફત્તેહ. બોલો રણછોડરાયકી જય !

એ પ્રમાણે નિશ્ચય કરી બીજે દિવસે ટેકચંદ અને સુંદર પોતાને ઘેર કનકપુર તરફ વિદાય થયાં. ત્યાં પહોંચ્યા પછી વિજયનંદને વિવાહ કરવા મોકલ્યો. વર કન્યાની સંમતી લેવા જેવું થયું એટલે વિવાહ નક્કી થયો. ન્યાતના રિવાજ પ્રમાણે વર પાસેથી પલ્લુ અને કન્યા તરફથી પહેરામણીમાં કંકુને કન્યા આપવાના દસ્તાવેજ થયા. વિદ્વાન બ્રાહ્મણો પાસે લગ્ન મુહૂર્ત જોવરાવી વૈશાખ સુદી ૩ (અક્ષયત્રીજ) નું લગ્ન નક્કી કીધું.

લક્ષ્મીના કંકુને કન્યાએ થયેલા વિવાહથી ટેકચંદને સાબાશી આપવાનું તો કોરે રહ્યું, પણ ઉલટા ન્યાતીલાઓ અને સગાંઓ સૌ ભેગાં મળી વિચિત્ર વાતો કરવા લાગ્યાં. કોઇએ તો હજારો રૂપીઆ

લીધાનું અનુમાન કરી ગપ ફેલાવી દીધી, કેટલાક વિઘ્નસંતોષીઓ વાતનું વતેસર કરી લઢવા તથા વીતાડવા તલપાપડ થઇ રહ્યા. કોઇ તો લઢવાનાં બહાનાં કાઢી બાંય ચઢાવી બેઠા, કેટલાક દ્વેશિલાઓ લેણદારોને આડુતેડુ સમજાવી ઉઘરાણીઓ કરાવવા લાગ્યા. એમ અનેક રીતે કનડવાનો ઉદ્યોગ ચાલુ રહ્યો. તોપણ દઢ મનનાં દંપતી વજ્ર જેવું કઠણ હૃદય કરી સહન કરી રહ્યાં, અને વરકન્યાના કંકુવાળા હાથ થાય, આનંદભેર પરણાવાય, એવી ધારણાથી આંખ આડા કાન કરી ઘરના કામકાજમાં ગુથાયાં.

# પ્રકરણ ૧૨ મું.

## લગ્નોત્સવ.

દિવસો ઉપર દિવસો જતાં લગ્ન નજીક આવવા લાગ્યું. જેમ જેમ લગ્ન પાસે આવતું ગયું તેમ તેમ લગ્નનું કામ તડામાર ચાલવા લાગ્યું. સગાં સંબંધીઓને કંકોત્રીઓ લખવામાં આવી. લગ્ન નજીક આવતુ ગયું તેમ તેમ સગાં સંબંધીઓ આવવા લાગ્યાં. લગ્નના આગલે દિવસે ગુણસાગરનો દમામદાર વરઘોડો ચઢાવવામાં આવ્યો. બીજે દિવસે સવારમાં જમીને વર સાથે જાન કનકપુર તરફ જવાને વિદાય થઇ. ઉનાળાના લાંબા દિવસ હોવાથી તેમજ ગરમીને લીધે વિસામો કરતાં કરતાં

સાંજરે નવેક વાગે જાન કનકપુરની ભાગોળે આવી પહોંચી. સુંદર અને ટેકચંદને જાન આવવાના સમાચાર મળતાં તે બહુ આનંદ પામ્યાં. ગામમાંથી પણ લોકોનાં ટોળેટોળાં વર રાજાને જોવા માટે તળઉપર થઈ રહ્યાં અને આવો લાયક વર મેળવવા માટે ટેકચંદ અને સુંદરને શાબાશી આપવા લાગ્યાં. જાન આવ્યા પછી તુરત સામૈયું કરી જાનને જાનીવાસે લાવવામાં આવી. બાદ જમાડી પલ્લા પહેરામણી વગેરે રીત રિવાજો સમજી લઇ વરને પરણાવવા તોરણે લાવી ખડો કર્યો. આ વખતે ઘણા કુટુંબોમાં ઓછાઅદકાના વચકા પાડી કજીઆ કરવાનો રિવાજ છે, પણ આ બંને દંપતી સમજુ હોવાથી એવું કંઇ પણ બનવા પામ્યું નહિ, અને ઘણા ઉમંગ સાથે સુંદરે પોતાના જમાઇને પુંખી લીધો કે તુરત બ્રાહ્મણોએ વરને માંહ્યરામાં પધરાવી વેદ મંત્રોના ઉચ્ચારથી મંડપ ગજાવી મૂકયો તથા બીજી બાજુએ વાજીંત્રોના જયનાદ તથા બૈરાંઓ લગ્ન પ્રસંગને છાજતાં આનંદનાં ગીત ગાઇ આનંદ માનવા લાગ્યાં. થોડી વારે સમેવર્તે સાવધાન, નાણાની કોથળી સાવધાન, વગેરે સમસ્યાયુકત મંત્રોચ્ચાર કરી કન્યાને પણ મ્હાંયરામાં પધરાવી, વરકન્યાને વરમાળ પહેરાવી શાસ્ત્રોક્ત વિધિથી લગ્ન થયાં. વરકન્યાએ પોતપોતાની આજ્ઞાઓ એક બીજાને કહી. આ પ્રમાણે સઘળી ક્રિયા પૂર્ણ થતાં વરકન્યા પરણી ઉઠયાં, તે વખતે ઘણોજ આનંદ થયો હતો.

જ્યારે એક બાજુએ લગ્નની પવિત્ર ક્રિયા ચાલતી હતી તે વખતે સ્ત્રીઓએ પણ માંગળિક ગીતો ગાતાં ગાતાં પોતાના સ્વભાવ અનુસાર ફટાણાં ગાવાં શરૂ કર્યા. એક ઉપર એક ફટાણાનો વરસાદ વરસાવવો ચાલુ કીધો. આ હકીકત લક્ષ્મીના સાંભળવામાં આવતાં

પોતાની સખી જે પાસે બેઠેલી હતી તેને આ ફટાણાં બંધ કરી સારાં ગીત ગાવાની સમજણુ અને સલાહ આપી. ચાલાક સખીએ તુરત સમજી જઇ ઉભયના મનનું સમાધાન કરવા નીચે મુજબનું ગીત ઉપાડયું.

## સવૈયા.

ગંદાં ગીત વદે છે ગોરી, લગ્ન પ્રસંગે તજીને લાજ;
ઉત્તમ કૂળને એબ લગાડે, પરમ પરહરી ધર્મરીવાજ.
ભ્રાતા ભર્તા પિતા સુણે પણ ધરે ન મન કોની દરકાર;
પરમ શરમ એ નર સુણનારા, ધિક્ક પડયો છૂટી અવતાર.
મંગળ ગીત મુખમાં નવ આવે, ચાવે લાળા પરહરી પાન;
મા શીખવે દુહિતાને આવું, ભામિનીઓ સહુ ભૂલે સ્વમાન.
સુણી નફ્ટ નર હરખાઓ પણ, સુગ્ન મનુષ્યનો નવ રહે ભાર;
પરમ શરમ એ નર સુણનારા, ધિક્ક પડયો છૂટી અવતાર.
ઘાંચી મોચી કુંભાર કોળી, તઇ તંબોળી કેરી નાર;
ફાટલ મુખથી વદે ફાટાણાં, તજી ઉત્તમ જાતી વહેવાર.
મુખથી પોત પ્રકાશે નિજનું, માન ધરે મરદોનું સાર;
પરમ શરમ એ નર સુણનારા, ધિક્ક પડયો છૂટી અવતાર.
સ્રીત્વ તજીને વદે સુંદરી, બકે છકેલી બની વિકાળ;
દ્વાદશ જોજન ઉજડ દેખે, ભલે સુણે વડીલો કે બાળ.
વાણી નિર્લજ ભ્રષ્ટ ઉચરતાં, લાજે શુભ વસ્રાલંકાર;
પરમ શરમ એ નર સુણનારા, ધિક્ક પડયો છૂટી અવતાર.
સારા ઘરની ગોરી જ્યારે, ગુણમાં જેવાં કાઢે વેણ;
લુંડાજાયું કુળ તેહનું, દુનિયાં ઉપર છે દુઃખદેણ.

મૂર્ખ બનીને ભલે હસે, પણ એથી અધિક વધે વ્યભિચાર;
પરમ શરમ એ નર સુણનારા, ધિક્ક પડ્યો છૂટી અવતાર.
ધિક્કારે સુધરેલી ન્યાતો, કીર્તિ વડીલની પામે અસ્ત;
નિંદા સુજ્ઞજનો ઉચ્ચારે, માટે બાંધો બંદોબસ્ત.
મહાસુખરામ તણી એ મમતા શેઠ સુધારા બાંધો સાર;
પરમ શરમ એ નર સુણનારા ધિક્ક પડ્યો છૂટી અવતાર.

ઉપરનું ગીત પુરૂં થતાં કેટલાંક શરમીંદાં થયાં. સમજુ પુરૂષોએ અક્ષરે અક્ષર પોતાના હૃદયમાં કોતરી રાખ્યો અને પોતાની બૈરી છોકરીને બેઅદબી ફટાણાં ગાતાં અટકાવવાનો દ્રઢ નિશ્ચય કર્યો, પણ નફ્ટ પુરૂષોને તે વજ્રબાણ સરખો લાગ્યો. આથી તકરાર વધી પડી પણ શાણા પુરૂષોએ વચ્ચે પડી સમાધાન કર્યું. આ આનંદના વખતમાં કોઈનું મન ન દુખાય એમ જાણી લક્ષ્મીની સહચરી સુબોધકુંવરે બીજું અસરકારક ગીત ઉપાડયું જે સાંભળીને સ્ત્રીઓ પણ તે ઝીલવા લાગી.

( જાંન જનાવરની મળી મેઘાડંબર ગાજે—એ રાગ. )
આવો સૈયર બાઇ બેનડી ગાઇએ ગીત રૂપાળાં;
મંડપમાં મેલો દીવડો ભલાં થાય અજવાળાં.
આજ ઘડી આનંદની આજ રજની રૂપાળી;
સોનાનો સુરજ ઉગાયો આજ દિવસ દિવાળી.
ગાઇએ ગીત ભલાં ભલાં, વેવાણોને હરખીએ;
બોલ બેઅદબી બોલીને નહીં જાત લજવીએ.
કોળી નાળીના કૂળની એ તો ગાયે ભુંડાળું;
આપણુ ઉત્તમ જાતમાં નહિ ગાઈએ નઠારૂં.

જાતને ભાત તો જાણીએ બોલ બોલે જે ઘડીએ;
બોલે નઠારૂં તો નાયકા, આપણે શરમીંદાં પડીએ.
ઉત્તમ જાતની ઓરતો ખોટું ગાતાં લજાશે;
મધ્યમ જાતની માનિની ગીતે મસ્કરી ગાશે.
સારી શીખામણ ગાઇએ જેથી રામજી રીઝે;
દસ્કત દલપતરામના. દીલમાં લખી લીજે.

ઉપર મુજબનાં ગીતથી સૌનાં મન આનંદ પામ્યાં. બીજી બાજુએ લગ્નવિધિ પૂર્ણ થતાં બ્રાહ્મણોને દાન દક્ષિણા વગેરેથી સંતુષ્ટ કરી વરકન્યા પરણીને ઉતારે આવ્યાં. બીજા દિવસે ન્યાતના રિવાજ મુજબ ગૌરવ, પુરત વગેરે ક્રિયાવર થયા. જાનને હમેશાં ખાવા પીવામાં પણ ઘણી જ કાળજી રખાતી હતી. આવી રીતે ટેકચંદ તથા સુંદરે સૌ કાર્ય ઘણીજ લાયકીથી પસાર કીધું જેના માટે સઘળાંઓ તેને વાહવાહથી વધાવવા લાગ્યાં. જમનારાઓનાં મન પણ અતિ તૃપ્ત અને પ્રફુલ્લ બન્યાં. ટેકચંદ અને સુંદરે પોતાથી બનતું કીધું, કોઇ વાતે ઓછું દેખાય તેમ કીધું નહિ, તોપણ નિરાભિમાનપણે બંને દંપતી બોલ્યાં કે " આપ સર્વને સંતોષ આપવા જેવી અમારી સ્થિતિ નહિ હોવા છતાં અમેં અમારી શક્તિ અનુસાર આપની જે સેવા અમારાથી બની તે બજાવી છે, તેને ફુલ નહિ પણ ફુલની પાંખડી રૂપ ગણી મોટું મન રાખી આપ ગ્રહણ કરો." વગેરે વિવેકના શબ્દો બોલવામાં જરાએ સંકુચિતપણું દેખાડયું નહિં. આથી સઘળાંઓ તેમની લાયકાત અને નિરભિમાનપણા માટે વાહ વાહ કરવા લાગ્યાં.

# પ્રકરણ ૧૩ મું.

## જાનની વિદાયગીરી અને લક્ષ્મીને દીધેલો સુબોધ.

પ્રભાત થવાની અણી ઉપર છે, પશુ પક્ષીઓ વનભૂમિને દીપાવવાને પોતપોતાના જાત ભાઇઓને જગાડતાં હોય તેમ કિલકિલાટ કરવા લાગ્યાં. સવિતાનારાયણ પૂર્ણપણે પ્રકાશવાની તૈયારી કરતા હોય તેમ જણાય છે, દેવળોમાં ઘંટનાદ અને વાજીંત્રોના ધ્વની થવા લાગ્યા છે; રાજદરબારે પ્હેલા પ્હોરનાં ચોઘડીયાં વાગી રહ્યાં છે, ઉદ્યમી જનો વહેલાં ઉઠી પોતપોતીકા કાર્યમાં લાગી ગયાં છે, બ્રાહ્મણો નિત્યનિયમ માટે નદી કિનારે જાય છે. આ વખતે સુંદર પણ પોતાની પ્રિય પુત્રી લક્ષ્મી કે જે આજ તેર વર્ષ સુધી પોતાની પાસેજ ઉછરી મોટી થઇ છે, તેને આજે સાસરે વળાવવાની હોવાથી પોતે પણ ઉઠી સ્નાન વગેરેથી પરવારી કેટલાક સંસારી વિચારોમાં ગુંથાયેલી છે. પોતાની સ્થિતિ, પોતાના પતિની પોતા ઉપર મમતા, પોતાની દીકરી જમાઇના ગુણ અવગુણનો મુકાબલો, અને પોતાને આવો લાયક જમાઇ મળ્યો તેનો મનમાં આનંદ, વગેરે વગેરે વિચારો મનમાં આવતાં આનંદ પામવા લાગી. તેમાં છેવટ લક્ષ્મીને સાસરે વળાવવાનો વિચાર પોતાના મનમાં તરી આવ્યો. પોતાની પ્રિય પુત્રીને આજ સુધી પોતાથી વિખુટી નહ

પાડેલી તેને આજે પોતાથી વિખુટી પાડવાનો પ્રસંગ આવેલો જાણી જરા મનમાં ખેદ થવા લાગ્યો. આથી પોતે વિચારવમળમાં તણાવા લાગી.

એવામાં ગુણસાગરના ભાઇ કે જેઓ જાન લઇને આવેલા હતા તેઓ વેવાઇને ત્યાં આવ્યા. કુબુદ્ધિચંદે કહ્યું કે, વેવાણ ! હવે જરા ઉતાવળ કરો અને વરકન્યાને વળાવો તો ઠીક, કારણ કે આ ઉનાળાના દિવસોમાં પાંચ ગાઉ જઇને વિસામો કરીએ તો ઢોર તથા માનવી હેરાન થતાં બચે.

સુંદરે કહ્યું—ઠીક શેઠ, એતો હું સમજી, પણ જાન લઇને આવ્યા છો ને આમ ઉતાવળ કરો તે ઠીક નહિ. જુઓને, તમો બે ત્રણ દિવસથી આવ્યા છો છતાં નિરાંતે નથી બેઠા કે ઉઠયા, વાત કે ચિત કાંઇ બની નથી, માટે એટલામાં જાઉં જાઉં શું કરી રહ્યા છો ? અમારા છબીલદાસભાઇનો આજે જાન રાખવા વિચાર છે, માટે તેમને ત્યાં જમીને જજો. જશો તો ખરાજ તો, કાંઇ ઓછા અહીં રહેવાના છો ?

વેવાઇ—તમે રાખો એટલા દિવસ રહીએ ! અમારે રહેવાની ક્યાં ના છે ? પણ ન્યાતના રિવાજ પ્રમાણે રહેવાનું પૂરૂં થઇ ગયું છે, તેમાં પણ તમે તો ખર્ચ કરવામાં ભલાભલા શેઠને પણ હઠાવી દીધા છે. તમારાં કેટલાં વખાણ કરવાં ! વેવાઇવેવાણ મળો તો તમારા જેવાંજ મળજો ! ધન્ય છે તમારી કુલીનતાને ! એક ટંકના સો સવાસો ઉઠે છે. એટલે એમ તમારી ભલાઇનો બદલો તમને નુકશાન કરીને વાળવો એ શું યોગ્ય કહેવાય ?

સુંદર—કાંઇ હરકત નહીં, ખાનાર પીનારનું ભાગ્ય હોય છે !

અમારાથી શું બન્યું છે તે ? વગેરે વિવેકથી આગ્રહ કરી જાનને રાખી જમાડવાની ધાંધલમાં પડયાં, અને વહેલી વહેલી રસોઇ કરાવી જાનને જમવા બેસાડી. જાન જમવા બેઠી, એટલે સુંદરે ન્યાતના રિવાજ પ્રમાણે સગાંવહાલાં મિત્રમંડળ આડોશીપાડોશી સૌને જાનની વિદાયગીરીની ખબર આપાવી.

સર્વે મંડળ લક્ષ્મીને સાસરે જતાં મળવા માટે એકઠું થયું, તેનું સખીમંડળ પણ આસપાસ વિંટાઇ વળ્યું અને શણગાર સજાવા માંડયો. જાન નિકળવાની તૈયારી થઇ એટલે સૌ સંબંધીઓ ન્યાતના રિવાજ મુજબ અને ટેકચંદના ઘરના સંબંધ મુજબ ટકા (ત્રણ પૈસા) થી માંડીને રૂપાયા સુધી જેમ જેને ઘટે તેમ લક્ષ્મીને ખોળે મૂકવા મંડયાં. વળી વેવાઇ તરફના આણાવટીયા વગેરેને પણ આપવા મૂકવાની રીતો થઇ રહેતાં સર્વે મંડળ સમક્ષ સુંદરે લક્ષ્મીને સાસરે ત્યાં કેવી રીતે વર્તવું વગેરે બાબતનો નીચે મુજબ બોધ આપવા માંડયોઃ—

"બેન લક્ષ્મી ! હું તને આ વખતે તારા સાસરે તારા સસરા તરફનાં સૌ સાથે તેમજ તારે પોતાને કેમ વર્તવું તે સંબંધે બે બોલ કહું છું તે સાંભળ ! બેન મેં એક માતા તરીકેની મારી તારા પ્રત્યેની ફરજ બજાવવામાં મારાથી જે બન્યું તે મેં કીધું છે. તને નાનપણથી ઉછેરી મોટી કરી વિદ્યા ભણાવી ધર્મનીતિના માર્ગ બતાવી બધી વાતે પાવરધી કરી છે હવે તારી બાલ્યાવસ્થા પૂરી થઇ છે અને યુવાવસ્થા આવ્યાથી સૃષ્ટિના નિયમને માન આપી અમો અમારી પાંખમાંથી કાઢી તને સાસરે વળાવીએ છીએ. આ વિજોગનું દુઃખ જો કે ઘણું મોટું છે તોપણ તે સર્વેને સામાન્ય છે. માટે મારે તને

આ વખતે કહેવું જોઇએ કે આ સંસારની મુસાફરીમાં નાના પ્રકારની એટલી બધી લાલચો ને હરકતો આવી પડેછે, કે જેના સામે જીત મેળવવાને કેટલીક વખત ઘણી ડાહી અને આબરૂદાર સ્ત્રીઓ પણ ફાવી શકતી નથી. આવી હાલતમાં આવી પડેલી અબળાઓના પવિત્ર ધર્મનું રક્ષણ અણીને વખતે કોઇએ પણ કર્યું હોય તો તેને સાસરે વળાવતી વખતે તેની માએ દીધેલી સારી શિખામણજ છે. એ શિખામણ યાદ આવ્યાથી ઘણી સ્ત્રીઓ કુકર્મના ખાડામાં પડતી બચી છે. માટે ગમે તેવી પણ આર્ય માતા પોતાની દીકરીને સાસરે મોકલતી વખતે કાંઇ પણ શિખામણ દેવી એમાં તે પોતાની ફરજ માને છે, એ અનુસાર હું પણ આવે રૂડે ટાંકણે મારી ફરજ અદા કરવાની તક જવા દઉં તો ઘણી અજ્ઞાન ગણાઉં. માટે દીકરી ! મારી પ્યારી પુત્રી ! ! આજ સુધી તો આપણે પાસે હતાં, તેથી જ્યારે જ્યારે તું ભૂલતી ત્યારે હું તને શિખામણ આપતી, પણ હવે તારો ને મારો આજથી વિયોગ થાય છે, માટે મારા આ બોલ હૈયામાં લખી રાખજે, નકામા સમજી ભૂલી જઇશ નહિ. કારણ કે હવે તો સઘળું તારે તારી મેળે સંભાળવાનું છે. બેન ! સુખમાં કે દુઃખમાં ગમે તેવી હાલતમાં તું હોય, પણ તારો ધર્મ કે નીતિ કદી તજીશ નહિ અને તારા શીયળનું પણ જીવ કરતાં અધિક જતન કરજે. અમારૂં અને તારા સસરાનું ઉત્તમ કૂળ દીપાવજે. બેન, જોજે હો, હવે તો તારે તારી મેળેજ સંભાળવાનું છે, માટે તારા પિતાના પવિત્ર કૂળને એબ ન લાગે અને મારી કૂખ વગોવાય નહિ તે ધ્યાનમાં રાખજે. ઘડા જેવડું માથું જાય તો ભલે, પણ જરા સરખું મોંનું ભૂષણ નાક જાળવજે. બેન ! આ આર્ય-

ભૂમિએ પ્રાતઃસ્મરણીય સતીરત્નોને નિપજાવી જગતમાં ઉજ્વળ કીર્તિને મેળવી છે, તે ઉજ્વળ કીર્તિને કાળો ડાઘ લાગવા દઇશ નહિ. તું આટલી ડાહી છે તે ધૂળમાં જાય નહિ, મહા પરિશ્રમે મેળવેલી વિદ્યા અકારત ન જાય, ને પવિત્ર સંસ્કૃત વિદ્યાનું ભૂષણુ જળવાય તથા લોકાપવાદને કારણે મૂકી શીખવેલી ઇંગ્રેજી વિદ્યાનો માથે દોષ આવે નહિ, તેમજ આ કલિયુગમાં સતયુગ મનાય તેમ વર્તજે. તું આ લોક અને પરલોકમાં ભ્રષ્ટ થાય એવી વર્તણુંક રાખતી માં. સાધારણ લોક જેવી વિકારવશ બની તું આવી સુંદર સાક્ષર જેવા છે તે રાક્ષસિણી બનીશ નહિ, માટે જે કરે તે ખૂબ વિચાર કરીને કરજે. અમે તો કહેનાર કહી છૂટીએ છીએ, પણ કરવું ન કરવું તારા હાથમાં છે, અમે આજ છીએ ને કાલ નથી. અને કન્યાદાન સાથે જ અમારા હાથથી તો તું ગએલીજ છું. માટે બેટા, પરાયાં પોતાનાં કરી હળીમળીને ચાલજે. અને આ પોતાનાંને ભૂલીશ નહિ. બેન ! શરૂઆતમાં તને ખમા ખમા કરશે અને પડતા પહેલો બોલ ઝીલી લેશે, પણ તેથી તું ફુલાઇ જઇ અભિમાની બનીશ નહિ. આ તારા પિતાનો તથા મારો સ્નેહ સંભારજે. પરદેશમાં–પરઘરમાં ઇશ્વરને ખોળે તને સોંપીએ છીએ. કર્તાહર્તા તો ઇશ્વર છે, અમે તો માત્ર વચમાં દલાલ છીએ, તે આ ઘેરથી પેલે ઘેર સોંપીએ છીએ; ત્યાં જઇ સુખદુઃખ નશીબમાં નિર્માણ કર્યું હોય તે પ્રમાણે ભોગવેજ છૂટકો છે. અમે તો અમારાથી બની તેટલી શુભેચ્છક તરીકેની ફરજ બજાવી છે. પુત્રી ! મ્હારી આંખોની કીકી ! જ્યાં કોઇ નહિ હોય ત્યાં ઇશ્વર તો સાક્ષી છે જ, માટે તેનાથી ડરીને ચાલજે. બેન, તારા સસરાનું ઘર ગમે તેવું હોય પણ તે સુવર્ણ મેહેલ કરીને માનજે. તારાં સારું

સસરા વગેરે વડિલની માબાપ પ્રમાણે સેવા કરજે. તેમજ દિયર-જેઠ-નણંદ વગેરે સબંધીઓનુ સન્માન કરવાનું અને તેમની સાથે વિવેકથી વર્તવાનું ડહાપણ ખોઈશ નહિ ! બેન ! તુ બરાબર જાણે છે કે દીકરી માણસે બોલવાચાલવામાં પિયર અને સાસરામાં સરખી છૂટ વાપરવાની નથી. પિયરમાં લાડકી લાડમાં કાંઇ બોલે તો તેથી માબાપને ખોટી લાગણી થાય નહિ, પણ સાસરામાં તેમ કરવાથી શાન્તિનો ભંગ થાય, મતલબ કે ખાટાં મન થાય. માટે જ દીકરી ને વહુવારૂ તરીકે રહેવામાં ફેર છે એમ અનુભવીઓ કહે છે. તો તુ ઘટીત મર્યાદા રાખજે. જોજે હોં ! બેન ! કદી કોઇ કાળે પણ સભ્યતા છોડીશ નહિ. સગાં સહોદર અને અતિથિનો આદરસત્કાર કરવાનો વિવેક ઓળંબે નાંખતી નહિ. બેટા ! દુષ્ટ માણસોની સંગતે ચઢી ઘરેણાંગાંઠાં તથા વસ્ત્રાભૂષણનો મોહ કરી તારા પતિ અગર વડીલોને પજવીશ નહિ, કેમકે સોનારૂપાના દાગીના પહેરી શરીર શોભાવવા કરતાં સદ્‌ગુણરૂપી સાચાં ઘરેણાંથી અલંકૃત થવું, દિલ દીપાવવું, એ વધારે સારૂં છે. હમેશ બેસતાં, ઉઠતાં, ખાતાં, પીતાં જૂઠનું જડમૂળ કાઢી સત્યને સાચવી રાખજે. તુ નક્કી જાણજે કે હરેક સ્ત્રીજાતીને દુનિયામાં પતિ જેવો પરમ હિતકારી મિત્ર, પતિ જેવો ગુરૂ, એકે નથી. માટે તેમના સુખમાં પોતાનું સુખ સમજી તેમને પસંદ પડે તેવાં શુભાચરણ રાખવામાં તેના જેવો વશીકરણનો બીજો એકે મંત્ર નથી. કૂળદીપક દીકરી ! તારા પતિની આજ્ઞાને તાબે થવામાં આળસ કરીશ નહિ. જ્યારે જ્યારે આ તરફ આવવાની વૃત્તિ થાય ત્યારે તારા પતિ વગેરે વડીલોની આજ્ઞા લઇ આવજે.

માતાપિતાનો સંતાન પર સમાન ભાવ હોય છે, તથાપિ કન્યાને

પરગોત્રમાં દેવી પડે છે, તેમાં હરખ શોક કરવાનો નથી, કેમકે દુનિયામાં કન્યામાત્રને એ પ્રમાણે રહેવાનું છે. અમે પણ અમારી ફરજ પ્રમાણે સદ્દપાત્રના હાથમાં તને સોંપી છે. માટે બેટા! લક્ષ્મી! તું બરાબર તારા નામનું સાર્થક કરજે, તું નામની લક્ષ્મી છે તે સાક્ષાત્ લક્ષ્મી જ નીવડજે, કદી પણ પતિવ્રતપણા કરતાં જીવ વહાલો ગણીશ નહિ. જો જે, આ મોંઘો મનુષ્યાવતાર ફરી ફરીને મળવાનો નથી. માટે જેટલું મનુષ્યજન્મનું સાર્થક કર્યું તેટલું ખરૂં! દીકરી આ તારી રંક માતાનું કહ્યું ભૂલીશ નહિ, પણ જગતની બત્રીસીએ ચડેલી "શેઠની શિખામણ ઝાંપા સુધી" એ કહેવતને તું ખોટી પાડી આ હતભાગ્ય હિંદમાંથી વખત વિચારી પાતાળે પેઠેલી સતીયોને જગાડતાં તેમના ક્ષીણ થતા ગૌરવની રક્ષા કરજે. બેટા! તું ભણીગણી ડાહી છું, તને કહેવું પડે તેવું કાંઇ નથી, તોપણ કહું છું કે સુખદુઃખ બદલાશે, ઉદયનો અસ્ત અને અસ્તનો ઉદય થશે, પણ કર્યું ન કર્યું થવાનું નથી. માટે જે કરે તે ખૂબ વિચારીને કરજે. ચિરંજીવી પુત્રી! ધન ધાન્ય તથા પુત્રાદિક સાથે તારૂં સૌભાગ્ય અમર રહો અને લાંબુ આયુષ્ય ભોગવી આ લોક ને પરલોકમાં અવિચળ પદ ભોગવ એવો મારો તને આશીર્વાદ છે."

એ રીતે સુંદર શિખામણ આપતી હતી તે વખતે ટેકચંદ જાનને વિદાય કરવામાં રોકાયો હતો. ભાગોળની રીતભાત સમજી લીધા પછી નીકળતી વખતે ઉભા થઇ વેવાઇઓ અને જાનૈયા સાથે તે ખૂબ ઉમંગથી મળ્યો, ને જેશ્રીકૃષ્ણ, જેગોપાલ, પધારજો, કામકાજ ફરમાવજો, બોલ્યુંચાલ્યું માફ કરજો વગેરે નમ્રતાના શબ્દોથી પોતાનો વિવેક બતાવ્યો, અને આનંદી ચહેરે "આ મારૂં અમૂલ્ય રત્ન તમારે

ખોળે મૂકું છું, તેને જાળવજે" એમ કુમુદિચંદને કહી લક્ષ્મીને મળવા આવ્યો. લક્ષ્મીને જોતાંજ પ્રેમઘેલા પિતાને વાત્સલ્યતા અને વિજોગના દુઃખનો ઉભરો ભરાઈ આવ્યો તેથી ગભરાએલા ચહેરે બોલ્યો.

"બેન! લક્ષ્મી! સદ્‌ગુણી થવા માટે હારી માએ ઘણુંએ કહ્યું છે. તેથી હવે મારે કાંઇ કહેવાનું બાકી રહેતું નથી. પણ શિખામણ બરાબર યાદ રાખી તે પ્રમાણે વિચારી વર્તજે, તેથી અમારા ઉપકારનો બદલો વળી રહેલો માનીશું. વળી બેટા! વધારામાં કહું છું કે, મરણાન્તે પણ દેશાચાલ, લોકાચાલ અને કૂળાચાલ તજીશ નહિ. નેત્રમણીરૂપ દીકરી! સ્ત્રીને ઘર તરીકે માનવાનું સ્થાન સાસરૂં છે માટે તેનું કાળજીપૂર્વક હિત ચહાવું, તથા ઘરની વાત પેટમાં રાખી સર્વની પ્રીતિ મેળવવી. વિદ્યાનો રૂડો ઉપયોગ કરજે, પુન્ય અને પરમાર્થ કામ કરવામાં ચંચળ થજે. વધુ શું કહું! સુખી ભવ! એજ મારો આશીવાદ."

એ રીતે ટેકચંદે ટુંકામાં પણ ઘણી અમૂલ્ય શિક્ષા આપી આશીર્વાદ દીધો. લક્ષ્મી પણ એકાગ્ર ચિત્તથી સાંભળ્યા પછી, તેના દિલમાં ઉપકાર, પ્રેમ અને વિજોગનો ઉભરો ભરાઇ આવતાં આંખોની મારફતે ખાલી કરી ઝટ સાવધ થઇ પગના અંગુઠાવડે ભોંય ખોતરવા લાગી, અને જાણે પૃથ્વી દેવી સમક્ષ પ્રતિજ્ઞા કરતી હોય તેમ ગંભીર ચહેરે બોલી "તમારી શિખામણ પ્રમાણે હું ચાલીશ, એમ કહેવા કરતાં તે કરી બતાવીને વધારે ખુશી થઇશ. તમારી શિખામણને અક્ષરે અક્ષર પળાવવા પ્રભુ મને સહાય થાય તથા તમારા આશીર્વાદ મને ફળે એવી ઇચ્છા રાખું છું." એટલું બોલી, માત-

પિતા વગેરે વડિલોને પગે પડી તથા સગાવહાલાં અને સખીમંડળને મળી વિદાયગીરી માગી. વિયોગથી થતા ખેદથી સર્વે જણે રડતી આંખોએ જવાબ વાળ્યો. લક્ષ્મી રડતી સુરતે "માતુશ્રી! મ્હારી ફીકર કરશો નહિ, બાઇને જાળવજો, મારો વિયોગ બાઇને જોઇ ભૂલી જજો" એમ કહી છુટે મોંઢે રોઇ પડી. થોડીવાર પછી આંખો મોં ધોઇ સાફ કરી પાણી પી શુભ શુકને વિદાય થઇ.

# પ્રકરણ ૧૪ મું.

## ભાણુવહેવાર ત્યાં કન્યા-વહેવારની છૂટ.

આજ કાલ કરતાં મેનાસુંદરીના લગ્નને પસાર થયે લગભગ દશેક વર્ષ વીતી ગયાં છે, ત્યાં સુધીમાં દુર્ગંધાબાઇને પુત્ર પરણાવતાં મોડ ઘાલી માલવા તથા ઘરમાં વહુ લાવીને તેના ઉપર સાસુપણું દાખવવાનો સમય આવ્યો નહિ, તેથી તે શોકાગ્નિથી હમેશાં શરીરને બાળવા લાગી. આપણે પાછળ જણાવી ગયા છીએ કે મેનાસુંદરીના વિવાહ સાટે પ્રેમચંદનો પણ વિવાહ કરેલો છે, પરંતુ પરણવાના રસિક રસિકલાલ પરણતા પહેલાં બળી મરવાથી કન્યાના બાપે પ્રેમચંદને કન્યા આપવામાં વાંધો લીધો, એટલુંજ નહિ પણ તે વિવાહ કાયમ રાખવાની સાફ

ના કહી. તોપણ પૈસાના તોરમાં છકી ગયેલો નવલચંદ પરાણે વિવાહ કાયમ રખાવવાનો ફાંકો રાખતો હતો. આથી એમ થયું કે કન્યાકાળ થતાં સુધી વરકન્યાની સગાઇનું સમાધાન થયું નહિ. કન્યાના બાપે બીજે ઠેકાણે વિવાહ કરવા ઘણાંએ ફાંફાં માર્યાં પણ વિચારીને પગલું ભરનાર ડાહી માના દીકરા ગણાતા વણિકોએ વિવાહ કરેલી કન્યા પરણવા ચોખ્ખી ના પાડી. આથી નાઇલાજ થઇ ન્યાતજાતની દરકાર મૂકી પ્રેમચંદને પડતો મૂકી સગાંવહાલાંની પરવા તજી રાતની રાત પરગામ—પર એકડામાં જઇ તે કન્યાને પરણાવી દીધી. આ દીલગીરીભરેલા સમાચાર નવલચંદને મળતાં કન્યાને પર એકડામાં જતી અટકાવવા ન્યાતીલાઓ અને રાજ્ય મારફતે ઘણાએ પછાડા માર્યા, પણ પાણી વહી ગયા પછી બાંધેલી પાળ શા કામની ? તેની માફક તેની સઘળી મહેનત વ્યર્થ ગઇ, અને પ્રેમચંદને પરણાવવાના વરઘોડાને બદલે વરઝોળા ચાલુ થયા. જયાં જુઓ ત્યાં આ બાબતની ચર્ચા ચાલુ થઇ, કોઇ નવલચંદને તો કોઇ કન્યાના બાપને આ માટે દોષ આપવા લાગ્યાં. પોતાની થયેલી કન્યા બીજે ઠેકાણે ગયાનું જાણી દુર્ગંધાની દીલગીરીનો પાર રહ્યો નહીં. આ સમાચાર સાંભળતાંજ તેના શરીરમાં નખથી તે શીખ સુધી ક્રોધની જવાળા પ્રગટી ઉઠી. તેનું મોં રક્તવર્ણ અને આંખો લાલચોળ થઇ ગઇ. શરીરનાં રૂવેરૂવાં ઉભાં થયાં અને નવલચંદ તથા પ્રેમચંદ ઉપર તિરસ્કાર છૂટયો, તેથી બંને જણને ગાળીપ્રદાન કરવા લાગી. "પીટયા દીજડાઓ ! કહી કહીને મારી જીભનો તો કુચોએ વળી ગયો, પણ મારૂં કહેવું તો કયારે માનવું છે તે ? મેં રાંડે કયારનુંએ કહ્યું હતું કે પાંચસેં—હજાર આપીને એ પીટયાનું મોં બાળો, પણ ન માન્યું તો

જમો લાડવો. છોકરાંએ પીટયાં કરમ પ્રમાણે મળે છે, મારે તો એ બે મુઆં કરમભમરાળાંજ પાકયાં ! આજ સુધી પેલી છોકરીનો રાંડનો વરઝોળો ચાલ્યો, હવે આ રોયા કરમફુટનો વારો આવ્યો ! જન્મારામાં કોઇ દિવસ જંપીને બેસવાની ઘડી તો દીઠીજ નહિ ને ! ગામમાં એકે દિવસ તમારી વાતો ખૂટી છે ? મુઆં, આ કરતાં તો છોકરાં ન હોય તો સારાં, પણ છતે છોકરે મુઆંઓએ ફજેત ફજેત કરી નાંખ્યાં. તમારા મનમાં તો કાંઇ નથી, પણ આતો નાક ગયું નાક ! તોએ તમને કયાં તમા છે ? મારૂં તો ખાધુંને પીધું બળી જાય છે ! કહેતાતાને કે એની શી મગદૂર છે કે બીજે પરણાવે ? લ્યો, હવે આંખો ફોડીને રહો. ધિક્કાર પડયો તમારા દેહને, ધૂળ પડી તમારા અવતાર ઉપર ! બળ્યું તમારૂં જીવતર કે પોતાની થયેલી કન્યા બીજો લઇ ગયો. નકામી પાઘડીને એબ લગાડી. તેના કરતાં તો તમે આ ચોળી પહેરીને પાઘડી મને આપી હોત તો હું દેખાડત કે કન્યા લઇ જવામાં આમ થાય છે.”

બિચારો નવલચંદ મૂળે આજના કાર્યથી હાબો તો બની ગયો હતો જ, તેમાં વળી ઘરમાં આવતાં આ કર્કશાનાં વચનોથી તો તદ્દન હબકીજ ગયો. રૂંવે રૂંવે ક્રોધ વ્યાપી ગયો, ગાત્ર શિથીલ થઇ ગયાં. પણ આ કર્કશાના સામુ લગાર બોલવાથી બળતામાં ઘી હોમાશે અને આથી ગંભીર રૂપ આવશે એમ ધારી સઘળું શાંતિથી સહન કરી વિચાર કરવા લાગ્યો કે, “બાહ્ય આડંબર ગમે તેટલો રાખવા છતાં કાંઇ વળી શકયું નહીં. તેના લેખ ત્યાં લખ્યા હશે તે વિધાતાના લેખ કોઇથી મિથ્યા થતા નથી. ખેર, કન્યા ગઇ તેની મને ઝાઝી બળતરા નથી, પણ આ ચીકણી ચુંથીલી ન્યાતમાં રાંડયું મંડાય પણ

છાંડયું મંડાતું નથી. એટલે હવે છોકરાને કન્યા મળવી એ મહા મુસ્કેલ વાત છે અને તેથી છતે છોકરે નિર્વંશ જવાનો વખત આવ્યો. જો બીજી ન્યાતોની માફક આ ન્યાતમાં રોટી વહેવાર ત્યાં બેટી વહેવાર હોત અથવા ગમે ત્યાંથી કન્યા લાવવાની છૂટ હોત તો આટલો બધો અફસોસ કરવાનું કારણ નહોતું. મેંજ મોટી ભૂલ કરી; જો પાંચસેં હજાર વત્તા ઓછા કરી વેવાઇનું મન મનાવ્યું હોત તો કન્યા ખોવા વખત આવત નહિ. હશે, જે બની તે બની. બાયડીનો વાંક શું કાઢું ? તે તો મૂળે સ્ત્રી જાતી છે, વળી તેનામાં જેવા ગુણ તેવો વેશ ભજવેજ, તેમાં શી નવાઇ છે ! જો આ ફુવડ જેવી બાયડી કરતાં તો કોઇ ડાહી-શાણી સ્ત્રી હોત તો આવા વખતે ઉલટો કેટલો દીલાસો અને સલાહ આપત. ખેર, થયું તે ખરૂ, હું બાયડી સાથે વધુ કાંઇ ન બોલ્યો તેજ સારૂં કર્યું, નહિ તો વળી પાંચ પચાસ માણસ ભેગાં થઇ ફજેતા જુવત. હવે આ બાબતમાં શું કરવું ? જો કે પરણેલી કન્યા તો હવે પાછી આવવાની નથી, તોપણ આમ સહન કરી બેશી રહેવાથી આબરૂને ઝાંખ લાગે છે, માટે કાંઈક તેને શાસન મળે એવો પ્રયત્ન કરવો જોઇએ.'' એમ ધારી ન્યાતના ગોર મારફતે પંચ ભેગું કર્યું અને પોતાની હકીકત પંચ વિદ્યમાન જાહેર કરી. પંચે હકીકત ધ્યાનમાં લીધી અને વિચાર્યું કે જો આ બાબતમાં કંઇ શિક્ષા નહીં થાય તો "ડોશી મુવાનો વાંધો નથી પણ જમ પેંધ્યા પડશે,'' એટલે કે ઘણાખરાની વૃત્તિ વિવાહ ફોક કરી બીજે પરણાવવાની થશે; જેથી ન્યાતની આમન્યા તૂટી જશે. એમ વિચાર કરી આ બાબત યોગ્ય બંદોબસ્ત કરવા નિશ્ચય કર્યો. આ વિષેની તકરાર લગભગ એક અઠવાડીયા સુધી ચાલી, પણ તેનો નિર્ણય થતાં થતાં પક્ષાપક્ષ કરી લડાલડી અને

ટંટા ચરૂ થયા. કન્યાના બાપને શિક્ષા કરવાને બે પક્ષ બંધાયા, પણ છૂટા ન પડવાના નિશ્ચયવાળા ડાહ્યા અને સમજુ પંચ પટેલોએ દીર્ઘદૃષ્ટિથી નિકાલ કર્યો અને કન્યાના બાપ તથા તે કામમાં મદદ કરનાર આગેવાનોને ન્યાતથી ત્રણ વરસ સુધી બહાર અને રૂપીઆ બે હજાર દંડ કીધો અને આ બાબતનો સમાધાનીથી નીવેડો આણ્યો. એ રીતે પોતાની મનેચ્છા પ્રમાણે થયેલું જાણી નવલચંદનો ઉદ્‌વેગાગ્નિ કંઇક શાંત પડ્યો અને પોતાને આ બનાવ બનવાથી કોઇ કન્યા આપતું નથી તે વાત પણ પંચને જાહેર કરી. પણ આ બાબતમાં પંચથી કન્યા અપાવવાને કોઇને ફરજ પાડી શકાય તેમ નહોતું, તેથી નવલચંદે ભાણે ખપતી કન્યા લાવવા બાબત પંચની રજા માગી. આ બાબત પણ પંચમાં સારો રીતે ચર્ચાવા લાગી, જેમાં ભાણે-ખપતી કન્યા લાવવામાં કાંઇ પણ દોષ કે હરકત નથી તે બાબતમાં એક યુવકે પોતાના ઉછરતા વિચારો નીચે પ્રમાણે દર્શાવ્યાઃ—

"પૂર્વે આર્યોની ફક્ત ચાર વર્ણું હતી અને એક સંસ્કૃત ભાષાજ હતી, સર્વે વેદધર્મનેજ માનતા હતા. આથી એક બીજાપર વિશ્વાસે રહી સંપીને ચાલતા. પણ કાળે કરી તેમાંથી અનેક ન્યાતો થઇ. તેનું કારણ માત્ર આર્યોનું અજ્ઞાનપણુંજ છે. જ્યાં સુધી ભારત-વાસી તનુજોમાં સ્વદેશાભિમાન અને સંપ હતો ત્યાં સુધી આ હત-ભાગ્ય હિન્દની જાહોજલાલી જળવાઇ રહેતાં કોઇ પરદેશી—પરધર્મી રાજા આ દેશ સામો ઊંચી નજરે જોઇ શક્યો નહિ. પણ કાળાંતરે તેમનામાં પ્રમાદે પ્રવેશ કર્યો. વિદ્યાભ્યાસ દિવસે દિવસે ઘટવા લાગ્યો અને અજ્ઞાનતાથી ભાષા ભ્રષ્ટ થવા લાગી. ધર્મમાં મતભેદ થઇ ગયા, એકબીજામાં માંહોમાંહે ઇર્ષા ઉત્પન્ન થઇ, તેઓ એક બીજાથી ઉત્તમ

કહેવરાવા લાગ્યા. કોઇ મૂર્તિપૂજા તો કોઇ યજ્ઞ કરવા ઉપર શ્રદ્ધા રાખવા લાગ્યા. કોઇએ હિંસા કરવી એ ધર્મ છે એમ માન્યું, તો કોઇએ અહિંસાને ધર્મ માન્યો. આમ એકબીજાને ધર્મ સંબંધી તકરાર થવાથી સંપ ટૂટી ગયો એટલે પાડોશી રાજ્યોને તેમના ઉપર સત્તા બેસાડવાનો અવકાશ મળ્યો. મુસલમાનો અને મુગલોએ તેમનો પરાભવ કરી પોતાની રાજસત્તા બેસાડી, તેમાંના કેટલાક ધર્માગ્રહી રાજાઓએ હિન્દુઓને ધર્મથી ભ્રષ્ટ કરી વટલાવવાને બળાત્કાર વાપર્યો. હિન્દુઓ તેઓના ત્રાસથી ભય પામી પરદેશનો સંબંધ તોડી નાંખી ફક્ત પોતાથી સચવાઇ શકે તેટલો કન્યા આપવા લેવાનો વહીવટ બેડવા લાગ્યા. આથી દેશ, ધર્મ અને ધંધા વગેરે ઉપરથી જુદી જુદી ન્યાત બંધાઇ. જો કે શરૂઆતમાં તો આ કાર્ય તેમને ફાયદાકારક જણાયું હશે, કારણકે ટુંકા વહીવટથી કેટલીક રીતે અનુકૂળ પડે અને પોતાનો ધર્મ સચવાય ખરો, પણ જુજ ફાયદાને લીધે પરિણામે સામાન્ય નિયમને કેટલી હાની પહોંચશે તે વિચાર ન આવ્યો. દિવસે દિવસે અજ્ઞાન વધવા માંડયું, એકબીજાની સાથે ઘણો સંબંધ રહેવાને મુખ્ય સાધન ભાષા છે તેમાં એકની અનેક જાતો ( ભાષા ) થઇ, અને તેથી એકબીજાની ભાષાની અગવડને લીધે આર્યોનો ઘણો ખરો સંબંધ પણ ઓછો થતો ગયો. ધીમે ધીમે પહેરવેશ અને રીત ભાતમાં પણ ઘણો અંતર પડ્યો એટલે એકબીજાનો વહીવટ તુટી સામાન્ય અભિમાન દિવસે દિવસે ઘસાઇ ગયું. જુદા જુદા મતભેદ થવાથી ધર્મમાં પણ એકબીજાને બારમો ચંદ્રમા થયો. એથી કન્યા વ્યહવાર તો શું પણ ભોજન વ્યહવાર ટૂટી ગયો, અને બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય અને ક્ષુદ્રની સામાન્ય ન્યાતોમાંથી બીજી અનેક ન્યાતો બંધાઇ. ગુજરાતમાં કેટલીક જ્ઞાતોમાં તો અન્યોન્ય ભોજનવ્યહવાર રહ્યો, તથાપી

મિથ્યા કુળાભિમાનથી એકબીજાથી અમો ઊંચા છીએ એમ માની એક બીજાનો કન્યાવ્યહવાર ટૂટી ગયો, તે એટલે સુધી કે એકજ ન્યાતના હોવા છતાં પણ નામના કુળ માટે એકબીજાને કન્યા આપતા નથી. આમ મિથ્યાભિમાનથી આર્યોએ નાહક પોતાની ખરાબી કરી ભારતવર્ષને અધમ પંક્તિપર આણી મૂક્યો. માટે પોતાનું કલ્યાણ ઇચ્છનારે તથા જેના હૃદયમાં ભારતવર્ષ પૂર્વસ્થિતિએ પ્હોંચે એવું આર્યાત્વઅભિમાન હોય તેમણે પૂર્વના આર્યોની જાતિપર આધાર રાખી શાસ્ત્રની દૃષ્ટિએ તપાસતાં જ્યાં ભોજનવ્યવહાર છે ત્યાં કન્યા આપવાની કોઇ પ્રકારે શાસ્ત્રની અગર લૌકિક અડચણ માનવી જોઇએ નહીં.

ઉપર મુજબના વિદ્વતાયુક્ત ભાષણથી નવા વિચારના શાણા પંચ પટેલોને સારી અસર થઇ. અને ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહારનો છૂટ મૂકવની દરખાસ્ત રજુ કરી, જે કેટલીક ચુંથાચુંથ પછી ઘણી મુશ્કેલીએ પસાર થઇ; કોઇની પણ પક્ષાપક્ષી કીધા સિવાય પાળવા પળાવવાની પ્રતિજ્ઞાઓ થઇ, અને પંદર દિવસનો ખોરાકખર્ચનો બોજો નવલચંદ ઉપર નાંખી આ બે કામોનો નિકાલ આણી પંચ વેરાઇ ગયું. આથી નવલચંદના આનંદનો પાર રહ્યો નહિ. હવે તે પર એકડામાંથી રૂપગુણથી અલંકૃત કન્યા લાવી છોકરાને પરણાવવાના ઉમંગમાં આવી ગયો, અને કન્યા ગઇ તો "જે થાય તે સારાને માટે" એમ ગણી આનંદ માનવા લાગ્યો. આ રિવાજ થવાથી ઘણાઓના નિર્વંશ જતા અટકવાથી એક રીતે સારો લાભ થયો હતો. તેથીજ આ ઠરાવ થતાંજ બીજે દિવસે આપણા પ્રખ્યાત નવલચંદ શેઠ વહુ લાવવાના ઉમંગમાં બ્હાર પડયા અને કાઠીઆવાડમાં કન્યાઓની ખાણ છે એમ જાણી કન્યા શોધવા જવાને તૈયાર થયા.

# પ્રકરણ ૧૫ મું.

## લક્ષ્મીનો સંસાર.

વર કન્યા પરણીને જાન સાથે ઘેર આવ્યા પછી અનુક્રમે એક પછી એક સગાંવહાલાં વિદાય થવા લાગ્યાં. જ્યાં સુધી એ બધાં હતાં ત્યાંસુધી ઘર ભરેલું જણાતું, પણ તે ગયાથી અજાણ્યા ઘર અને ગામમાં નવીન પ્રસંગ હોવાથી સર્વની માફક લક્ષ્મીને પણ નવી દુનિયા લાગી; પણ તે સઘળું ધીરજથી સહન કરી બધાની સાથે ભળી ગઈ. રજા પૂરી થતામાં ગુણસાગર પણ પંથે પડ્યો. તેથી તે બિચારી એકલી જેઠ જેઠાણી અને વૃદ્ધ સાસુજીના આશ્રયે દહાડા કહાડવા લાગી. કુબુદ્ધિચંદ તેના નામ પ્રમાણે કુબુદ્ધિનો ભંડારજ હતો ને તેની સ્ત્રી પણ દ્વેશી અને અદેખી હતી, છતાં લક્ષ્મી હિંમત ન હારતાં ધીરજ ધરી રહી. તે સમજતી કે અજ્ઞાની મનુષ્યો સાથે વ્યવહાર ચલાવતા છતાં પણ જો કષ્ટ ન ઉપજે તો મ્હારી વિદ્યાનું ભૂષણ ગણાય; વળી સ્ત્રીઓનો પરમધર્મ ઘરસંસાર ચલાવવામાં છે; એક રાજાને રાજ્ય ચલાવવામાં જેટલી ઉપાધિ હોય છે, તેટલી, બલકે તે કરતાં વધારે, અડચણ ગૃહસંસાર ચલાવવામાં ગૃહિણીને હોય છે, અને તેમાંજ તેની કસોટી છે. આવા જ્ઞાન બળે ધીરે ધીરે તેણે સર્વનાં જીગર જીતી લીધાં, સર્વના સ્વભાવાનુસાર ચાલી પોતાનું ધારેલું કરતી, પણ કોઈને તેનો ભરમ કળવા દેતી નહિં; અને સૌ કોઈ પોતાના કહ્યા પ્રમાણેજ ચાલે છે એમ સમજી આનંદ માનતી.

ઘર અને બ્હારનાં માણસો સાથે નિઃસ્વાર્થપણે પરદુઃખભંજન થઈ પ્રેમથી વર્તતી. આવું લક્ષ્મીનું વર્તન સર્વને અતિ ઉત્તમ લાગ્યું. તે આખા કુટુંબમાં ઘણી માનીતી અને પ્રિય થઇ પડી. તેના સહવાસથી કુબુદ્ધિચંદની વહુ પણ સમજુ બની ગઇ. ઘરમાં સંપ અને પ્રેમનો સદાને માટે વાસ થયો. કુટુંબમાંથી કલેશ જતો રહ્યો. કંઇ મુસ્કેલીની વાત આવતી તો તુરત તેમાં તેની સલાહ લેવાતી, પણ તેથી તે જરાએ અભિમાની બનતી નહિં. એમ બે ત્રણ વરસ ગયા પછી ગુણસાગર પણ પરીક્ષા પસાર કરી ઘેર આવ્યો.

ગુણસાગરના ઘેર આવ્યા પછી લક્ષ્મીએ જેમ બને તેમ વધારે કાળ પોતાના સ્વામીનાથની સાથેજ ગાળવામાં અને હમેશ તેમની આજ્ઞામાં રહી નિરંતર મન વચન અને કાયાથી તેમની યોગ્ય સેવા કરવામાં જ સંતોષ માનતી. કદી પણ ઘરનું કામ પડતું મૂકીને કે પૂરૂં કરી પરવારીને પણ પરઘેર વાતોના તડાકા મારવા જતી નહિં. આથી થોડા દિવસમાં ગુણસાગરની તેના ઉપર સારી પ્રીતિ થઇ, એટલુંજ નહિ પણ દરેક કામ તેની સંમતિને અનુસરી કરવા માંડયું. આથી કુબુદ્ધિચંદની સ્ત્રીને તેની અદેખાઈ આવવા લાગી, જેથી અનેક રીતે કુજીઓ-કંકાશ કરી તેના વિરૂદ્ધ ભાષણ કરી પોતાના પતિના કાનમાં વિષ રેડતી. ગુણસાગર અને લક્ષ્મી સમજુ હતાં તેથી હમેશ તેને સારી શીખામણ આપતાં, તેની અસર તે વખતે તેના મનપર થતી ખરી, પણ પાછું એનું એ જ. કહ્યું છે કેઃ—

**કવિત.**

પાવકકુ જળબિંદુ નિવારણ, સૂરજતાપકુ છત્ર કીયો હૈ;
વ્યાધીક બૈદ્ય, તુરંગકુ ચાબક, ચોપગકુ અંગુઠી દીયા હૈ.

હાથીકુ મહાવત ઔર હી અંકુશ, ભૂત મણીધરકુ મંત્ર દીયો હૈ;
કહે સુકદેવ સુનો ભૂપ પરિક્ષિત સ્વભાવકો ઔષધ નહીં કીયો હૈ.

અર્થ:—અગ્નિને ઠંડો કરવા પાણી, અને સૂર્યનો તાપ મટાડવા સારૂ છત્ર બનાવ્યું છે, તેજ પ્રમાણે રોગને માટે વૈદ્ય, ઘોડાને માટે ચાબુક, જનાવરને માટે અંગુડી, હાથીને માટે મહાવત, અને ભૂત તથા સાપને માટે મંત્ર કરેલાં છે. શુકદેવ પરિક્ષિતને કહે છે કે એ પ્રમાણે બધાને માટે ઔષધ (ઉપાય) છે, પણ સ્વભાવનું ઔષધ કર્યું નથી; મતલબ કે માણસને જે સ્વભાવ પડી જાય છે તે ઘણું કરીને જતોજ નથી. તેની માફક કુબુદ્ધિચંદની સ્ત્રીનો સ્વભાવ બદલાયો નહિ. આથી હમેશાં કાંઇને કાંઇ વાંક કાઢી લડવાનું જારી રાખતી. આથી લક્ષ્મીએ ઘરમાં કલેશ કરવા કરતાં એકબીજાની રાજી ખુશીથી જૂદા રહેવું એમાંજ સાર છે એમ ધારીને બંને ભાઇઓ મજીયારી મિલ્કત વહેંચી લઇ જૂદા રહ્યા. લક્ષ્મીએ મોટું મન રાખી નુકશાન વેઠયાથી કોઇને ઊંચે સાદે બોલવાનો વખત આવ્યો નહિ. વૃદ્ધ માતુશ્રીની બાબતમાં લક્ષ્મીની કસોટી કરવા ગુણસાગરે પૂછ્યું કે માતુશ્રીને રહેવાને માટે શું ગોઠવણ કરીશું? તેના પ્રતિઉત્તરમાં લક્ષ્મીએ જણાવ્યું કે સ્વામીનાથ? માતપિતાની સેવાનું ફળ શ્રેષ્ટ છે એ આપનાથી ક્યાં અજાણ્યું છે! માણસ માત્રને પોતાના માબાપની સેવા કરવા કરતાં વધારે પુણ્યનો માર્ગ એકે નથી. શ્રવણ નામના પુરૂષે પોતાનાં અંધ માબાપની ઉત્તમ સેવા કરી જગતમાં નામ અમર કીધું છે તે આપ નથી જાણતા? એક જણે એક પ્રસંગે કહ્યું હતુ કે:—

### ઇંદ્રવિજયછંદ.

પૂત ન સેવત માતપિતાપદ, પૂતકપૂત તેં જન્મ ધર્યો કાં ?
પૂતનો પ્રેમ ન માતપિતાપર, પૂત કપૂત જીવ્યો જન્મિ કાં ?
પૂત જો માતપિતા ન ભજ્યો તવ, પૂત ન પથ્થર પેટ પડ્યો કાં ?
પૂત ન સેવત માતપિતા તવ, ફોકટ ભાર વહ્યો જનની કાં ?

વળી બીજા પ્રસંગે સાવિત્રીને કહ્યું હતું કેઃ—

### કવિત.

જેણે માતતાત તણી પ્રાર્થના ન પ્રીતે ગાઇ,
પ્રભુ તણી પ્રાર્થના જે ગાઇ તે ન ગાઇ છે.
ચાહી નહિ માતતાત તણી પૂજા ચિત્તમાંહી,
પ્રભુ તણી પૂજા ચિત્ત ચાહી તે ન ચાહી છે.
જેણે માતતાત તણી આંતરડી ઠારી નહિ,
અન્ય તણી આંતરડી ઠારી તે ન ઠારી છે.
ચાખી ન પ્રસાદી માતતાત તણી મન કરી;
પ્રભુની પ્રસાદી ચાહી ચાખી તે ન ચાખી છે.

વળી તેજ શ્રવણ પોતાનાં અંધ માબાપને લઇ તીર્થયાત્રા કરવા કાવડમાં બેસારી પોતાની ખાંધે મૂકીને આવેલો તે વખતે એક પરમહંસે તેની પરીક્ષા જોવાને માટે એવા અપંગ અને અંધ માબાપની સેવા છોડી દેવા સલાહ આપી, ત્યારે તેણે કહ્યું છે કેઃ—

### સવૈયો.

ધ્રુવ ચળી ધરણીજ ઢળે, કદી સૂર્ય ઉગે જઇ પશ્ચિમ પાસે;
મેરૂ ડગે ધરતી પરથી, કદી સાગરથી મર્યાદ મૂકાશે;

આધિ અને વળી વ્યાધિ તણીજ, ઉપાધિ વધી ભલે પ્રાણજ જાશે;
તોપણ માતપિતા ન ચુકું, મુજ ભાગ્ય થનારૂં હશે તેમ થાશે.

એટલુંજ નહીં પણ તે હમેશાં કહેતો કેઃ—

## ઇંદ્રવિજય છંદ.

માત તણા ઉપકાર બરાબર, અન્ય નહિ ઉપકારજ એકે,
માત તણી મમતાની બરોબર, અન્ય તણી મમતા ત્રિણ લેખે.
માત તણા ઉપકારની કીંમત રાજની રિદ્ધિ થકી અધકી છે,
માત તણી મમતાતણી કીંમતથી અવધિ અવધિ અવધિ છે.

એ રીતે માબાપની સેવાનું માહાત્મ્ય શ્રવણે કર્યું છે તે ખરેખાત યોગ્યજ છે. વાહ! ધન્ય છે શ્રવણ જેવા પુત્રને, તથા ધન્ય છે એની જનેતાને, કે એવા સુકર્મી પુત્રને જન્મ આપ્યો! આપણે માતુશ્રીને આપણા ભેગાંજ રાખવાં યોગ્ય છે, એથી તેમની મ્હારાથી બનતી ચાકરી કરવામાં મ્હારો દિવસ આનંદમાં જશે એટલુંજ નહીં પણ તેમના અનુભવનો ઉત્તમ લાભ મને મળશે."

ગુણસાગરે કહ્યું "તે તો ખરૂં, પણ ઘણાં કુટુંબોમાં સ્ત્રીઓ ઘરડાં માબાપોને ગમે તેમ વીતાડી–પજવી કલેશ કરે છે, તેની માફક આપણા ઘરમાં બને તો આપણી વિદ્યા વખોડાય. માટેજ હું તો કહું છું કે તેમને કાંતો મોટા ભાઇ ભેગાં, અગર તો એકલાંજ, રાખવાં એ સલામતીભરેલું છે."

લક્ષ્મી—સ્વામીનાથ! આપના મુખમાંથી આવાં વચનો નીકળતાં સાંભળી મને ઘણો ખેદ થાય છે. બીજા મૂર્ખ કુટુંબોની માફક આપણાજ ઘરમાં કલેશ થાય તો પછી મ્હારી વિદ્યાનું, અરે! સ્ત્રીકેળવણીનું, સાર્થક શું? એમ થશે તો પછી મહાત્મારૂપ સંસાર-

સુધારકો સ્ત્રીકેળવણીની હીમાયત કરી જે પ્રશંસા કરે છે તેના ઉપર પાણી ફરી ગયું ને! હું એવી મૂર્ખ નથી કે તેમની મરજી સંપાદન કરવામાં આળસ રાખું.

ગુણસાગર—ઠીક, ત્યારે જો તમારી મરજી એમ છે તો માતુશ્રી આપણા ભેગાંજ ભલે રહે. પણ જો જો હાં! તમારે સ્ત્રીકેળવણીનું ભૂષણ જાળવી બહુ સાવચેતીથી રહેવું પડશે.

લક્ષ્મી—ભલે સ્વામીનાથ! ગમે તેમ થાય. આપણે બાળક હતાં તે વખતે ગમે તેવા આપણા બોલ તે સાંખતાં હતાં તો અત્યારે કદાપી આપણે તેમના બોલ સાંખવા વખત આવશે તોય શું!

એરીતે અરસપરસ વિચાર જાણી જણાવી પોતાનાં વૃદ્ધ માતુશ્રીને ભેગાં રાખ્યાં.

જૂદાં રહ્યા પછી લક્ષ્મીને તમામ કાર્ય સ્વતંત્રપણે કરવાનાં થયાં. આથી વખતના વિભાગ પાડી અનુક્રમે કરવાનાં કામનું ટાંચણ કરી રાખ્યું. બાળપણમાં સુંદર જેવી સુશીલ માતાના હાથ નીચે કેળવાયેલી હોવાથી કોઇ તરેહની મુસ્કેલી નડતી નહીં. દરેક કામ જાતમહેનતથી કરી ગૃહ દીપાવતી હતી. તથા સાસુને સંતોષ આપતી. ઘરના કામથી પરવારી નવરાશના વખતમાં ધર્મનાં, અર્થશાસ્ત્રનાં અને નીતિનાં પુસ્તકો વાંચતી, એટલુંજ નહિં પણ તેનો લાભ આડોશીપાડોશીની સ્ત્રીઓ તથા વહુબેટીઓને આનંદ સાથે સમજાવવા ચૂકતી નહીં. તેનો ઉપદેશ એ હતો કે પોતાના ધંધામાં પાવરધા થવા સારૂ તેના ઉપયોગી વિષયનો અભ્યાસ જેમ પુરૂષોને કરવો પડે છે, તેમ ઘરધંધાને અનુકૂળ સર્વ તરેહનું જ્ઞાન મેળવવું એ સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય કર્મ છે. ઘરધંધામાં પ્હેલું કામ ઘરનાં આંગણાને વાળી

ઝાડી લીંપીગુંપી જણસભાવ ઠીકઠાક ગોઠવી સુંદર રાખવાનું છે. ઘરમાં કોઇ માંદું પડેલું હોય તો તેની ખબરઅંતર વખતોવખત લેતાં રહેવું, જરૂર જેવું હોય તો પાસેજ બેસી રહેવું, રોગ અનુસાર ઔષધોપચારની માહિતી હોય તો તે કરવાં, ઝાડા થયા હોય તો તે કેટલા, તાવ આવતો હોય તો તે કેટલો કયારે આવે છે તથા ક્યારે ઉતરે છે, એ સાથે બીજાં જે જે ચિન્હો જણાતાં હોય તે સર્વ વૈદ્યને વિદિત કરવા સારૂ પોતે લક્ષમાં રાખવું. મંદવાડમાં સ્ત્રીઓએ દરેકની સંભાળ સાવધગીરીથી રાખવી, રસોઇ સ્વાદિષ્ટ અને વખતસર તૈયાર કરવી, તે પ્રકૃતિ અનુસાર અને રસમય થવાથી આરોગનારનું આયુષ્ય તથા બળ વધે છે; પ્રકૃતિ પણ સારી રહે છે. પરંતુ ખાવાપીવાની બરોબર સારી સંભાળ નહીં રાખવાથી શરીરમાં વાત પીત અને કફનો ઉપદ્રવ થાય છે, તે ન થાય તેટલા સારૂ ખાવાના પદાર્થના ગુણદોષની પરીક્ષા જમનાર કરતાં કરનારને વધારે હોવી જોઇએ. તેમજ જમતી વેળાએ શોક, ભય અને દુઃખની વાત કરવી નહીં, પણ સભ્યતાનુસાર મર્યાદાપૂર્વક વિનોદવાર્તા કરવી. ભોજન જમી રહ્યા પછી નીરસ વાતને બદલે મધુર ભાષણ વિદ્યાવિનોદ કરવાં પણ કદી કોઇની કુથલી તો કરવીજ નહીં.

એ રીતે હમેશાં સખીઓમાં ભળી જ્ઞાનવાર્તા વાંચતી તથા ચર્ચા કરતી, અને બાકીનો વખત ઇશ્વરપ્રાર્થના પતિસેવા અને શીવવા ગુંથવાનું કામ કરી કાઢતી; ગૃહકાર્યમાં નિપુણ થવા સારૂ હમેશાં નવીન યુક્તિ શોધતી. આથી ગુણસાગર આનંદ પામતો એટલુંજ નહીં પણ પૂરેપૂરી કેળવણીના સંસ્કારવાળી સ્ત્રીઓથી સંસાર સુખરૂપ થયાનો પોતાનો દાખલો દેખાડી અન્ય કુટુંબોને બોધ આપતો. એક વખતે

ડોશીના મંદવાડને લીધે મેના તેમની ખબર જોવા આવી. તે વખતે લક્ષ્મી પોતાની સાસુના પગ દાબતી હતી. તે જોઇ તેને હસવું આવ્યું તે દાબી રાખી ઘરમાં ગઇ.

લક્ષ્મી—આવો મ્હોટાં બ્હેન, આજે કયાંથી ભૂલાં પડયાં!

મેનાં—ભૂલી તો કાંઇ પડી નથી, ઘણા દિવસથી આવવું હતું પણ અવાતું નહીં, રડયું કોણ જાણે કેમ તારા બનેવીના ગુજરી ગયા પછી મને મુદ્દલે ચેન પડતું નથી, અને બ્હાર નીકળવાનું મને થતું નથી. તે હતા ત્યારે તો કાંઇ નહી પણ હવે બધું ઉંધુજ લાગે છે. બ્હેન મ્હારા મનની વાત કોના આગળ કહેવી ?

લક્ષ્મી—ખરી વાત છે બ્હેન, સ્ત્રીનો પતિ સિવાય બીજો હિતે બધુ-મિત્ર આ દુનિયામાં કોઇ નથી, પતિ એજ સ્ત્રીઓનું પરમધન છે. તેના વિયોગથી કાંઇ ન ગમે એમાં વિશેષ નથી. વિયોગના દુઃખમાં આપણા કવિરાજે કહ્યું છે કે:—

### ઇંદ્રવિજય છંદ.

ગામ ગરાસ ધરા ધન ધામની, ખોટનું દુઃખ ખરૂં પણ ખોટું·<br>
સંતતિ નાશ, કુટુંબના કલેશ, શરીરનું દુઃખ છતાં પણ છોટું;<br>
કોડ રિપુતણું હોય ભલે કદી ચોગણું દુઃખ પડી શીર ચોંટયું;<br>
મેં મનમાં અનુમાન કર્યું, દુઃખ મિત્રવિયોગનું સર્વથી મ્હોટું.

એ પ્રમાણે તમારે બને તેમાં ઘણી નવાઇ નથી. પણ તે સઘળું સહન કર્યા સિવાય છૂટકો નથી. વારૂ ? બે ઘડી અહીં આવતાં હો તોપણ કંઇક વિશ્રાંતિ મળે

મેના—બ્હેન શું આવું? હું તો તદ્દન ગાંડા જેવી બની છું. હવે મને એકે ઉપાય સૂઝતો નથી. આજે સાર્વજનિક લાયબ્રેરીમાં

ભાષણ થવાનું હોવાના સમાચાર મળ્યાથી ત્યાં ગએલી તે વખતે ડોશીના મંદવાડના સમાચાર જાણ્યાથી બારોબાર અહીં આવીછું.

લક્ષ્મી—બહુ સારૂં કર્યું મોટાં બ્હેન! વારૂ ત્યારે તમો તો ભાષણ સાંભળીનેજ આવ્યાં દેખાઓ છો, તો ત્યાંનું ભાષણ જાણવાની ઇચ્છા રાખું તો ખોટું તો નથીને? આજે શો વિષય હતો વારૂ?

મેના—ભલે બ્હેન તમારે જાણવાની ઇચ્છા હોય તો હું કહેવાને તૈયાર છું. આજે "આર્યોનાં આધુનિક સમયનાં લગ્ન" એ વિષયપર ભાષણ ચાલ્યું. તેમાં વિષય કરતાં વક્તા વધારે અનુભવી હોવાથી માણસોની ઠઠ પણ ઠીક હતી તેથી ઠીક ગમત પડી.

લક્ષ્મી—વારૂ બ્હેન તમે તો ગમત લઇ ચૂક્યાં પણ મને તો તમો પૂરેપૂરૂં સમજાવશો ત્યારેજ સમજાશેને?

મેના—ભલે, પણ જો તમારે સાંભળવુંજ હોય તો સવારમાં આવીશ, કેમકે અત્યારે ડોશીના કાન ફોડવા એ ઠીક નહીં, એ ઘડી ઉંઘવા દો.

લક્ષ્મી—હા, બ્હેન ખરૂં છે. મારી મરજી પણ એવીજ હતી, પણ તમો કાલે નવરાં હો કે ન હો એમ જાણી અત્યારે આગ્રહ કીધો હતો. વારૂ, લગનની બાબતમાં ભાષણ થયું ત્યારે પુનર્લગ્ન ઉપર પણ કાંઇક બોલાયું હશે ખરૂંની?

મેના—અરે કાંઇક શું, પુનર્લગ્ન વિષે તો ઘણી સારી રીતે વિવેચન કર્યું, એટલુંજ નહીં પણ શાસ્ત્રોના શ્લોકોથી સાબીત કરી આપ્યું કે પુનર્લગ્ન શાસ્ત્રના વિરૂદ્ધ નથી. આથી હવે આપણી ઊંચી કોમની સ્ત્રીઓને વિધવાપણાનું દુઃખ ભોગવવાની જરૂર રહેશે નહીં.

લક્ષ્મી—અરેરે બ્હેન! આર્યનીતિનું ખૂન કરવા જેવી તમારી પણ વૃત્તિ જણાય છે તેથી મને બહુજ લાગણી થાયછે. પુનર્લગ્ન એ તો અધમમાં અધમ માર્ગ છે, એ આપણા ઉચ્ચ હીંદુઓને માટે ઉચિત નથી, એ હું તમને સાબીત કરી આપીશ.

એટલામાં "લક્ષ્મી વહુ, બેટા, મારા પેટમાં કંઇક થાય છે, માટે જરા બેઠી કર" એમ ડોશીએ બૂમ પાડી. આથી બંને ચૂપ થઇ ગયાં. મેના પણ થોડીવાર બેશી "કાલે આવીશ" કહી ચાલતી થઇ.

---

# પ્રકરણ ૧૬ મું.

## પુનર્વિવાહ સંબંધી લક્ષ્મી અને મેનાના વિચારો.

બીજે દિવસે ખાઈ પી પરવાર્યા પછી લક્ષ્મી વિચાર કરવા લાગી કે "અરેરે આપણી શાળાઓમાં જે કેળવણી અપાય છે તેમાં તેની જોડે ધાર્મિક કેળવણી અપાતી હોય તો કેવું સારૂં? મેના જેવી બીનઅંકુશિત અબળાના મગજમાં પુનર્લગ્ન શાસ્ત્રવત છે એવું ભૂત પેશી ગયું હોય તેમાં તે બિચારીનો શો વાંક? માબાપે લાડમાં ઉછેરેલી, કોઇ દિવસ ધર્મ કે નીતિની વાત ન સાંભળેલી, કથાવાર્તા તો સ્વપ્ને પણ

ન જોએલી, તો પછી ધર્મશાસ્ત્રનો અભ્યાસ ક્યાંથી કીધો હોય? વળી અંગ્રેજી શિક્ષણની સાથે કાંઇક અંગ્રેજોનું અનુકરણ કરવાની ટેવ બધાના ભેગી એને પણ પડી ગઇ હોય તો તેનો શો દોષ? પણ આપણા લોકો સમજતા નથી કે જેમ અંગ્રેજ લોકો ન્હાના ન્હાના બચ્ચાંના હાથમાં જરા વાંચતાં આવડ્યું કે પાધરૂં બાઈબલ મૂકી દે છે, જેથી ધાર્મિક જ્ઞાન તે કુમળા મગજમાં ચાલતા વિચારના પ્રવાહમાં ભળી જવાથી યોગ્ય વયે પહોંચતાં તેના મન પર સજ્જડ આ સ્થાએ ચોંટી જાય છે; તેવી રીતે આપણાં બચ્ચાંને ધાર્મિક શિક્ષણ બચપણમાંથીજ મળવું જોઇએ. એટલુંજ નહીં પણ સ્ત્રીઓને તો આ શિક્ષણ પ્રથમથીજ મળવાની આવશ્યકતા છે. આવી જાતનું શિક્ષણ સ્કુલોમાં આપવાને મતમતાંતરોને લીધે ન બને તો બાળકોના ભવિષ્યનું હિત ઇચ્છનાર માબાપો ઋષિમુનિઓની આજ્ઞા મુજબના આપણા હિંદુ ધર્મશાસ્ત્રના ખરા રહસ્યનું સંગીન શિક્ષણ આપે તો દેશનું કેટલું ભલું કરી શકે! હશે ખેર, મેનાના પુનર્લગ્ન બાબતના વિચારો તો જોઉં. જો કે તે મ્હારાથી મ્હોટી તેમજ ઉપાધિયુક્ત હોવાથી તેનું મન વળે તેવું તો નથી, પણ મહેનત તો કરી જોવી, જો માને તો ઠીક છે, નહીંતો મ્હારૂં શું જવાનું છે?" એમ મન સાથે નિશ્ચય કરી તેની વાટ જોતી બેઠી, એટલામાં મેનાસુંદરી આવી. આવતાંવેંતજ તેના સ્વભાવાનુસાર ગામગપાટા, કોઇની નિંદા, કુથલીની આડીઅવળી વાતો કરવા માંડી. આથી લક્ષ્મી કંટાળી અગત્યની બાબતની ચર્ચા ચલાવવાનું યોગ્ય ધારી બોલી. "મેનાં બ્હેન, એ વાત અત્યારે જવા દો, કાલના ભાષણની કાંઇક તો હકીકત કહો !!"

મેના—એમાં શું કહેવાનું હતું? આ ભાષણકારે પ્રથમ તો જૂના

જૂદા દેશમાં ચાલતી લગ્નની પદ્ધતિઓ બતાવી અને લગ્નવિધિને જૂદી જૂદી પ્રજામાં અપાતી ઉપયુકતતા સમજાવી. લગ્ન એ જીંદગીની ઉપયોગીમાં ઉપયોગી વિધિ છે, જો કુદરતના નિયમોનું પ્રતિપાલન કરીને તે વિધિ કરવામાં આવે તો પરિણામ સુખકર આવે એમ બતાવ્યું.

**લક્ષ્મી**—એતો તમે અંગ્રેજીમાંથી તરજુમો કર્યો, પણ મને બરાબર સમજાવો.

**મેના**—એનો ભાવાર્થ એ છે કે, સંપૂર્ણ વય પ્રાપ્ત થતાં પહેલાં જો લગ્ન થાય તો જીંદગી દુઃખરૂપ થાય છે. તેની પુષ્ટિમાં આપણા હિંદુઓનો દાખલો આપ્યો. વળી બીજી પ્રજા અને હિંદુઓમાં લગ્નવિધિને અપાતી ઉપયુક્તતાની સરખામણી કરી બતાવી. તેમાં હિંદુ પ્રજાને સૌથી છેલ્લી પંક્તીએ મૂકી લગ્નવિધિના ઉપયોગીપણાથી તદ્દન અજ્ઞાન ગણાવી.

**લક્ષ્મી**—બ્હેન, હિંદુ પ્રજાને અજ્ઞાન કેમ કહી ?

**મેના**—અજ્ઞાન કેમ નહીં ? હિંદુઓ મ્હોટા મ્હોટા વરઘોડા કહાડશે, તેમાં હદ ઉપરાંત અને પોતાના ગજા ઉપરાંત નિષ્પ્રયોજન ખર્ચ કરી ખાલી વાહ વાહ કહેવડાવવામાં ફુલાઇ જશે. કેટલેક ઠેકાણે ઘણોજ અસભ્ય-બિભત્સ નાચપાર્ટીના દેખાવ રજુ કરી આખી કોમને લજાવવાનું કામ કરશે. તવંગર લોકોના દાખલા જોઇ સામાન્ય સ્થિતિના લોકો તેમની હરીફાઇ કરવાના નકામા ઉત્સાહમાં કરજ કરીને "મ્હોટા" કહેવડાવવા ફાંફાં મારશે! અને આ બધાના પરિણામે શું ? ફક્ત બીચારાં મુગાં પ્રાણીના લગ્નનો નકામો ફારસ! મદારી માંકડાં રમાડે છે તેમ ભેગા થયેલા લોકો સમક્ષ બે બાળકો

લાવી લગ્ન જેવી પવિત્ર ગાંઠથી તેમને સાંધી દેવાં! અને કદાચ ધારો કે તે બાળકો સહજ ઉમ્મરમાં આવી ગયાં હોય અને સમજશક્તિ ધરાવતાં હોય તોય શું! હિંદુ લોકો સંસ્કૃતમાં લગ્નવિધિ કરાવે છે છતાં સંસ્કૃત તો તેઓ જાણતા નથી! વળી લગ્ન કરાવનાર બ્રાહ્મણો કે જેઓ શાસ્ત્રોથી તદ્દન અજ્ઞાન, કેવળ ઉદરનિમિત્તે તે ધર્મનો જૂઠો આડંબર લગાવી સંસ્કૃત ભાષામાં તે ભાષાથી અજ્ઞાન પ્રજાના લગ્નો કરાવી દેનાર હોય છે, તેઓને આપણે ઢોંગી અને પેટભરા કેમ ન કહેવા જોઇએ?

લક્ષ્મી—ખરૂં છે બ્હેન, આપણી હિંદુ શિવાય બીજી ઘણીખરી પ્રજાઓ પોતે જે ભાષા જાણતી હોય તે ભાષામાં લગ્નવિધિ કરે છે. એટલુંજ નહિ પણ તે પવિત્ર ક્રિયાનું રહસ્ય બરાબર સમજી શકે એટલી વય થતાં સુધી કેવળ બ્રહ્મચર્યવ્રત પાળે છે. તેવી રીતે આપણે આપણી સંસ્કૃત ભાષા સમજવી જોઇએ, અગર જાણીતી ભાષામાં લગ્નો થવાં જોઇએ, જેથી પરણનાર પોતે સમજી શકે કે લગ્ન વખતે અરસપરસ આવાં વચનો અપાય છે.

મેના—આગલા જમાનાની માફક વરકન્યા ઉભયને એકબીજાની પસંદગીથી લગ્ન કરવાની સ્વતંત્રતા બક્ષવામાં આવે, અને જો તેમ થાય, તો અત્યારે જેટલાં કુટુંબોમાં શોકોદ્દગાર નીકળતા સાંભળીએ છીએ તે સાંભળવા વખત ન આવે.

લક્ષ્મી—હા બ્હેન, એતો સ્વયંવર જેવુંજ થયું કહેવાય ને! પણ એ નાબુદ થયેલો જૂનો ચાલ હાલ ચાલુ થવો મુશ્કેલ છે. જો પરણનારને પુખ્ત વય પ્રાપ્ત થઇ હોય, અને લગ્નનો સંબંધ એની મરજીથી વિરૂદ્ધ થાય છે એમ તે જણાવે તો તે બંધ કરવો થવી જો-

ઇએ, અને વર કે કન્યાને અમુક સાથે વરવાની ઇચ્છા ન હોય તો તેના ઉપર દબાણ થવું ન જોઇએ. એમ થાય તો પસ્તાવાનો વખત ન આવે. અત્યારે જે ઉતાવળે એકબીજાની પસંદગી સિવાય, પ્રેમ અને ઐક્યતા સિવાય, જે જોડાં સંધાય છે તેઓમાં પ્રેમ હોતો નથી. તેના પરિણામે તેમનામાં અસંતોષ અને દુર્ગુણો જન્મ પામે છે. બ્હેન! પ્રેમ પ્રેમને શોધે છે, પણ જ્યારે તે નથી જડતો ત્યારે વ્યભિચાર ભાવ ઉત્પન્ન થાય છે. જ્યાં પ્રેમલગ્ન નથી, ત્યાં સંસાર સુખરૂપ થતો નથી. આટલું છતાં હિંદુ સંસારમાં એક જોડું લગ્નથી જોડાયું તો મને વા કમને સુખે વા દુઃખે પોતાની જીંદગી પૂરી કરે છે. તેનું જો કંઈપણ કારણ હોય તો તે હિંદુ ધર્મશાસ્ત્રોનું અતૂલ્ય પ્રાબલ્ય છે. જેઓ હિંદુ ધર્મશાસ્ત્રના અનુયાયી નથી, તેઓમાં પ્રેમલગ્નથી જોડાં બંધાય છે તોપણ વખતે એવો પ્રસંગ આવી બને છે કે પોતાની પ્રેમપરીક્ષામાં ભૂલ થયાનો તેમને પ્રશ્ચાતાપ કરવો પડે છે. બલકે ભિન્નતા પડી એકવાર પ્રેમ પ્રેરણાથી સ્વીકારાયેલાં પતિ કે પત્ની પણ અન્યને સ્વીકારે છે. કેવું દુઃસહ દુઃખદ વૃત્તાંત! પણ તેમાં કોઇનો દોષ નથી. ધર્મના ઉચ્ચ સંસ્કારવાળી ભાવના સિવાયની પ્રેમગ્રંથી ચિરકાળ દ્રઢ શી રીતે રહી શકે? આ આપણા હિંદુઓમાં ક્વચિતજ બને છે, અને બને છે ત્યારે તેમના તરફ જનમંડળ ધિક્કારની નજરથી જુએ છે. હવે જો પ્રેમની પ્રેરણા સાથે ધર્મશાસ્ત્રની ભાવના ગ્રહણ કરવામાં આવતી હોય, તો અત્યારે જે જીંદગી કંટાળા ભરેલી લાગે છે, પતિપત્ની વચ્ચે જે કટુતા જણાય છે, તેને બદલે જીંદગી સુખરૂપ થાય અને પતિપત્નીનું ઐક્ય અપૂર્વ આનંદદાતા થઈ પડે.

મૈના—બ્હેન ! ત્યારે આધુનિક સમયમાં પુનર્વિવાહની આવશ્યકતા ખરી કે નહી.

લક્ષ્મી—અરે હર હર કરો ! શું પુનર્લગ્નની આવશ્યકતા ! ના, ના, કદાપિ નહીં. સૃષ્ટિમાં એકજ સ્ત્રીએ એકજ પતિનું સેવન કરવું એ આપણા શાસ્ત્રોનો, નીતિનો અને જોવા જતાં કુદરતનો પણ મહા નિયમ જણાય છે. એનો ભંગ એક સ્ત્રીએ પ્રથમના પતિના મરણ પછી બીજો પતિ કરવાથી થાય છે.

મેના—આપણને ખાત્રીપૂર્વક એમ લાગે કે અમુક રસ્તો પ્રજાહિતને માટે ઉચિતજ છે, તો પછી લોક લજ્જાથી એ રસ્તે જતાં અટકવું અગર લોકને અટકાવવા એ મનુષ્યનો ધર્મ તો નથીજ.

લક્ષ્મી—તમે શાસ્ત્રમાંથી કંઇ સાંભળ્યું છે કે ઉચ્ચ જ્ઞાતિના આર્યો માટે પુનર્લગ્ન કરવું ઉચિત છે ?

મેના—હા, હા. આપણા શાસ્ત્રોમાં પણ છે. ભાષણકારે શાસ્ત્રોના સિદ્ધાંતો બતાવ્યા કે પ્રાચીન કાળમાં આર્યોની સોસાઇટી કોઇ પણ ખામીવાળી નહોતી. પુરૂષ અને સ્ત્રી બંનેના હકો બરાબર હતા. સ્ત્રીઓ પણ પુરૂષની પેઠે વિદ્યાભ્યાસ કરતી હતી, અને પુરૂષો જેમ પોતાની જ પસંદ કરેલી સ્ત્રી પરણતા તેમ સ્ત્રી પોતે પસંદ કરેલા પુરૂષ સાથે લગ્ન કરતી; અને સ્ત્રીના મરણ પછી પુરૂષને જેમ બીજી સ્ત્રી સાથે વિવાહ કરવાનો અધિકાર છે તેમ સ્ત્રીઓને પણ હતો. પારાશર સ્મૃતિમાં ભગવાન પારાશરે લખ્યું છે કેઃ—

—જે સ્ત્રીનો પતિ નષ્ટ થઇ ગયો હોય, મરી ગયો હોય, ભીખ માગતો હોય, નપુંસક હોય અથવા વેદમાર્ગમાંથી નીકળી ગયો હોય,

તે સ્ત્રીને ફરીથી વિવાહ કરવાની છૂટ છે. વળી મનુ મહારાજે મનુસ્મૃતિમાં કહ્યું છે કે—

—જે સ્ત્રીનો પતિ મરી ગયો હોય અથવા દુર્ગુણને લીધે જેને ત્યાગ કીધો હોય, તેની સ્ત્રી બીજો પતિ કરે છે; અને જે પુત્ર તે બીજા પતિથી ઉત્પન્ન કરે છે તે પૌનર્ભવ કહેવાય છે. વળી યાજ્ઞવલ્કય ઋષિકૃત સ્મૃતિમાં લખ્યું છે કે—

જે સ્ત્રીનો તેના પતિ સાથે સંયોગ થયો હોય અથવા ન થયો હોય, તે સ્ત્રીનો પતિ મરી ગયો હોય, તો તેની સ્ત્રી બીજો પતિ કરી શકે.

આ વિવાહને સંસ્કૃતમાં પુનર્વિવાહ કહે છે. બ્હેન ! આતો ઠીક છે કે શાસ્ત્રમાં પણ કહેલું છે, પણ કદાપિ ન કહ્યું હોય, તોપણ આપણી પ્રજામાં વિધવાઓની સ્થિતિ વાસ્તવિક રીતે તારા જેવીના ખ્યાલમાં કયાંથી આવે ? પુનર્લગ્નના પ્રયત્નોમાં સુધારકો ફાવી જાય એટલોજ સમય બાકી છે! આપણી આર્યોની ઊંચી જ્ઞાતિઓની પડતી શાથી આવી ! ખૂણે ખોચરે થતાં વિધવાઓનાં કુકર્મોથીજ ! એ કુકર્મોનું બ્યાન તને શાનું ખબર હોય ? આપણા આ ગંજાવર શહેરમાં તો એવાં અનેક પ્રકારનાં કુકર્મો છૂપાવવાનાં સાધનો છે, એટલે એ આપણે ઓછું જાણીએ છીએ. પરંતુ એવાં અનેક સાધનોની વચ્ચે પણ નજરથી જોયાં ન જાય એવાં પાતકો ગલીએ ગલીએ થતાં હશે. અને સાધનરહિત ગુજરાત દેશમાં તો વિધવાઓ અનાચારમાં લોટયાંજ કરે છે એનું બ્યાન આપી શકાય તેમ નથી. એ તો નજરે જોયાથીજ વધારે ખાત્રી થાય છે. એવા દુઃખમાં ફસાએલી સેંકડો અબળાઓના થતા આપઘાત અને બાળહત્યાથી અમે

તેવાની ખાત્રી થવી જોઇએ કે વિધવાવિવાહ જરૂરનો છે. એટલુંજ નહીં, પણ કદાપિ વિધવાવિવાહ શાસ્ત્રથી વિરૂદ્ધ હોય તોપણ દેશ-કાળને અનુસરીને તે હાલ જરૂરનો થયો છે.

લક્ષ્મી—બ્હેન, તમારી માફક પુનર્વિવાહના હિમાયતીઓ પણ લાંબા વખતથી પોકારીને પુનર્વિવાહ કરવાનું કહે છે અને તેના ટેકામાં અનાચારનું આબેહુબ ચિત્ર બતાવે છે. બેશક એ અનાચાર પ્રત્યે દૃષ્ટિ કરતાં તેની જરૂર આપણે સ્વીકારવી પડે ખરી, પણ આપણે તે પહેલાં વિચારવું જોઇએ કે અનાચારને અવકાશ કેમ મળે છે ? આ વિષે નિષ્પક્ષપાતપણે વિચાર કરીએ તો દંપતીમાં પ્રેમ-ઐક્યની ખામી સિવાય અનાચારની વૃદ્ધિનું બીજું કશું કારણ જડશે નહીં, જુઓને સારસ અને લક્કી કબુતર જેવી પક્ષાની જાતિઓ પણ નર વા માદાના મૃત્યુથી અન્યને ગ્રહણ કરતાં નથી. બલકે ઝુરી ઝુરીને દેહત્યાગ કરે છે. તો પછી પુનર્વિવાહથી મનુષ્યનું મનુષ્યત્વ કેમ ગણાય ? અલબત એતો અધમ માર્ગ છે, નીતિ નહીં પણ અનીતિ કહેવાય.

મેના—લક્ષ્મી ! નીતિ કોને કહેવાય ! શાસ્ત્રવત્ વૈધવ્ય પાળી શકવાને અશક્ત વિધવાઓ અનાચાર કરી કરીને પણ કહેવાતું વૈધવ્ય પાળી રહે તેને, કે પછી તેમ કરવા કરતાં રફતે રફતે લોક-લજ્જા સામે યુદ્ધ મચાવી કે ઉપદેશથી લોકોને સમજાવી એક પતિ મરી ગયો તો પાછુ નીતિમાં રહેવા તેના મરણથી થતા શોકનું વિસ્મરણ કરવા બીજો પતિ શોધી લઈ સંસારમાં રહે તેને ?

લક્ષ્મી—એમાંથી એકે નીતિ ન કહેવાય, તેમાં પ્હેલી બાબત તો દેખીતી અનીતિજ છે; માટે એ અધમ કાર્યો અટકાવવા પ્રયત્નો કરવા જ જોઇએ.

મેના—એ શી રીતે અટકાવાય ?

લક્ષ્મી—દેશમાં સ્ત્રીસમાજો સ્થાપવી જોઇએ. તેમાં સ્ત્રીઉપદેશકે મોકલી ધર્મનું જ્ઞાન આપવું. વળી જે ઉપદેશકો પોતાનું કામ ઉમંગથી કરતી હોય તેને ઉત્તેજન આપવું. બ્હેન, એ ઉપદેશકો આપણા ધર્મમાં બતાવેલા ઉંચી જ્ઞાતિઓ માટેના નિયમોનું શિક્ષણ વિધવાઓને આપે તો ફાયદો ન થાય ? આપણા ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે એકજ પતિની બને તેટલી સેવા બજાવી તેના ગત થયા પછી તેના આત્માને સુખ મળે તેવાં કાર્યો કરવા તરફ લક્ષ રાખવું એમ તેમના મન પર ચોક્કસ ઠસાવવું જોઇએ. પુરૂષ અને સ્ત્રી મળીને એકજ માણસ ગણાય છે અને તેમાંથી ક્રમભાગ્યે કદાચ પુરૂષનો અડધો ભાગ જતો રહ્યો, તોપણ તેની "અર્ધાંગના" એટલે બીજું "અર્ધું અંગ" હજુ સૃષ્ટિમાં કાયમ હોય, તે જે સારી ક્રિયા મરનાર પાછળ તેના આત્માના સાંત્વન નિમિત્તે કરે તે તેને મળે છે. જો સ્ત્રીનો મરનાર પતિ ઉપર જોઇએ તેટલો શુદ્ધ સ્નેહ હોય તો તે તેના અંતઃકરણમાં જીવતોજ સમજવાનો છે. સ્ત્રીએ દીલાસો માનવાનો છે કે મારો જે પતિ હતો તે મ્હારા અંતઃકરણમાં હજુ પણ છે, માટે તેના આત્માને સ્વર્ગમાં સુખ પડે તેવાં કાર્યો મારે પછવાડે કરવાં જોઇએ. આવી રીતે અગાઉની આર્ય વિધવાઓ શાસ્ત્રવત્ વૈધવ્ય પાળતી, પરંતુ વચમાં રાજ્યબંધનો તુટી ગયાં, વિધવાઓને મળતું રક્ષણ માત્ર ઘટી ગયું, અને જુલમો થવા લાગ્યા, એટલે રાજકીય કારણોને લીધે સતી થવાનો ચાલ ચાલુ થયો. બીચારી ધર્મચુસ્ત આર્ય અબળાઓએ તેનો પણ સ્વીકાર કર્યો અને મનને વાળી વાળીને ઝનુન ઉત્પન્ન કરીને પણ પતિ પાછળ હોમાવા લાગી. વૈધવ્યદશા યથાવિધિ પળાય નહીં તો

ધર્મભંગ થવાની ભીતિને લીધે સતી થવાના રિવાજનું જંગલીપણું તાદૃશ્ય જણાવા લાગ્યું. તે છતાં માબાપો પોતે પોતાની પુત્રીઓને તેમના મન પર દબાણ કરીને પતિ પાછળ હોમી દીધાના દાખલા બન્યા છે ! તેરમી સદી પછી મુસલમાન રાજાઓના રાજ્યમાં લોકોને ધર્મસ્થાપના કરવા અવકાશ નહોતો. પાછળથી ઇગ્લાંડે હિન્દને સર કર્યું એટલે રાજ્યકર્તાના દેશમાં ચાલતી ભાષા અને રિવાજોનું અનુકરણ સ્વાભાવિક રીતે બધે થાય છે તેવી રીતે અહીં પણ થયું છે, ને શાસ્ત્રમાં "વિધવાવિવાહ" શાસ્ત્રવત્ છે એવા શ્લોકો પણ પેશી ગયા છે ! એટલે પૂર્વે જેમ ચાલતું તેમ ચલાવવા સ્ત્રી-ઉપદેશકોને મોકલી આપણા દેશની વિધવાઓના ધ્યાનમાં એ વાત ઉતારવી જોઇએ.

મેના—પરંતુ કોઇ વિધવા પોતે ઉઘાડી પડીને એમ કહેશે કે મ્હારાથી એવી વૈધવ્યદશા નહીં પળાય ને મારે પુનર્લગ્ન કરવું છે તો તેનું શું કરવું ?

લક્ષ્મી—તેવાં તો હાલ પુનર્લગ્ન કરે પણ છે ને ? તેમને કોણ રોકી શકે છે ? પરંતુ તેમને તેમની જ્ઞાતિઓ પણ પાછી પોતાની જ્ઞાતિમાં દાખલ કર્યા કરે છે ? કાળે કરીને એવાની વખતે જૂદીજ જ્ઞાતિ થાય અને જે જ્ઞાતિમાં પુનર્લગ્ન કરવાની છૂટ છે તેમના ધોરણ ઉપર તેઓ ચાલે, તેમાં ઊંચી જ્ઞાતિની વિધવાઓનો ધર્મ પણ ફરી જતો નથી. માત્ર પુનર્લગ્ન કરનારાઓ પોતે પોતાની જ્ઞાતિ ફેરવે છે, એટલે હવે પછી બંધાવાની જ્ઞાતિમાં દાખલ થાય છે.

મેના—વારૂ ધારો કે એક કન્યાને બારમે વર્ષે પરણાવી. ચાર

દિવસમાં તે વિધવા થઈ; પતિના મુખને તેણે જોયુંજ નથી, તો તેને માટે પુનર્લગ્ન ઉચિત નથી ?

લક્ષ્મી—ના, ના, કદી નહીં. આવી બાળ વિધવા બ્રાહ્મણ કે વૈશ્ય જ્ઞાતિની હોય તેને માટે શાસ્ત્રમાં પુનર્લગ્ન કરવાની બારી નથી, અને તમે કહી તેવી બારીઓ જે શાસ્ત્રીઓ બતાવતા હોય તે પાછળથી મૂકાએલી હોવી જોઇએ. મેના બ્હેન ! અસલની આર્યનીતિ તો એ જ કે એક પુરૂષ જોડે વિવાહિત થયેલી કન્યા બીજા કોઇ પુરૂષને વિવાહમાં આપી શકાય નહીં. યોગ્ય રીતે પુખ્ત ઉમ્મર થયા પછી પરણાવવાનો રિવાજ ચાલુ થાય તો હાલ બાળ વિધવાઓ આપણે જોઇએ છીએ તેમાં એકદમ ઘટાડો થઇ જાય. અને કવચિત દાખલો બને તો પછી પ્રારબ્ધાનુસાર તેવી વિધવાઓએ પોતાના કર્મનું ફળ સહન કરવું જોઇએ. વળી તેવી નિરાધાર વિધવાઓને જુદી જુદી જાતના હુન્નરો શીખવી ગુજરાનનું સાધન ઉભુ કરવું જોઇએ. આથી બે જાતના ફાયદા થાય. એક તો આપણા ગરીબ દેશની દોલતની અભિવૃદ્ધિ થાય અને એવાં કારખાનાં વિધવાઓને આશીર્વાદરૂપ થાય. વળી સારી સ્થિતિની વિધવાઓ પોતાને મળતા વખતમાં એવાં કારખાનામાં ઉત્તેજક તરીકે કામ કરી શકે.

મેના—વારૂ, કન્યા પરણ્યા પછી તુરતજ વિધવા થાય તો પછી એની જીંદગી તો વ્યર્થ જ ની ? એટલે જીંદગીમાં પરણવાનો હેતુ પ્રજોત્પત્તિનો ગણીયે તો તે તો પછી નિરર્થકજ પરણીને ?

લક્ષ્મી— અરે બ્હેન ! પ્રજોત્પત્તિનું કામ પણ શું છે ? મૂળ તો આપણો દેશ ભીખારી થઇ ગયો છે, તેમાં ભીખારાં વધારી વધારીને ક્યાં વસાવવાં ! મૂળ સૃષ્ટિની ઉત્પત્તિ વખતે એક સ્ત્રી પુરૂષ હશે તે-

માંથી અબજ ઉપર તો હાલ થઇ ગયાં છે. છતાં હજુ પણ સંખ્યા વધારવા તરફ લક્ષ રાખવું એ કાંઈ એટલું બધું ઉપયોગનું નથી. છોકરાં હોય તો પિંડ આપે એમ કહેવત ચાલે છે અને એટલા માટે છોકરાની જરૂર ધારી છે, પણ પ્રારબ્ધ વાંકુ હોય ને છોકરો ન હોય તોપણ સ્ત્રી પરણી ત્યારથી પતિની સગોત્ર પિંડ બને છે એટલે તેનાથી તે કાર્ય થઇ શકે છે એમ શાસ્ત્ર સૂચવે છે.

મેના—અરે બાઈ જવા દે ને શાસ્ત્ર! પુરૂષો શાસ્ત્રકારો થયા એટલે તેએક સ્ત્રી મરી જાય કે તેની પછવાડે પુરા શોક નિવર્તન પ્હેલાં પુરૂષ બીજી સ્ત્રી પરણી લાવે એ બધું ગાંડી દુનિયા શાસ્ત્રવત્ સમજે અને પુરૂષના મરી ગયા કેડે જન્મપર્યંત બીચારી સ્ત્રી વૈધવ્યદશા પાળે એ શાસ્ત્ર કે કુશાસ્ત્ર! પુરૂષ અને સ્ત્રી બેજ દુનીયામાં જાતિ, તેમાં જો શાસ્ત્રાધ્યયનમાં સ્ત્રીઓએ મોટો ભાગ લીધો હત અને વ્યવહારક્રમ ઉલટો ચલાવ્યો હત, એટલે હાલનાં સ્ત્રીનાં કાર્ય પુરૂષ કરે અને બ્હારનાં કાર્ય સ્ત્રી કરે એવી આપણા શાસ્ત્રની બંધારણા થઈ હોત, તો શું થાત! તો એમ નિયમ બંધાત કે સ્ત્રી પુરૂષનો માલીક એટલે કે તે (સ્ત્રી) ગુજરી જાય એટલે પુરૂષે ખુણામા રહી જીંદગી ગાળવી, અને સ્ત્રીને પરણેલો પુરૂષ ગુજરી જાય એટલે એ સ્ત્રીએ બીજો પુરૂષ પરણવો અને તે ગુજરી જાય તો ત્રીજો એમ ચાલત! જેવી રીતે હાલ પુરૂષોને એક મરી જાય કે બીજી, બીજી મરી જાય તો ત્રીજી એમ ચાલે છે, તેમ સ્ત્રીઓને પુરૂષો ગમે તેટલા, એકના મરણ પછી બીજો એમ છૂટ મળત! પણ તેમ ન થતાં શાસ્ત્રકારો પુરૂષો થયા એટલે તેમણે પોતાને માટે પક્ષપાત કરી છૂટ મૂકી અને આપણુ સ્ત્રીઓને જન્મકેદી બનાવી.

લક્ષ્મીઃ—વાહ બ્હેન ! તમેતો આ બધું વળી નવીન જાતનું અંડોળ એકઠું કર્યું જણાય છે! વિચાર કરો કે આપણા માથાના મુકુટ-પાળક અને પોષક પતિના મરણ બાદ આપણે જીવનપર્યંત આપણો વિધવાધર્મ નીતિમાં રહીને પાળવો તેમાં શો બાધ છે? તમારા વિચારો ઉપરથી મને શંકા થાય છે કે ત્યારે તમે પણ પુનર્લગ્ન માટે કંઈ વિચારમાં પડયાં છો કે શું?

મેના- હા બ્હેન, હું ઘણીજ મુઝાઉછું. મ્હને એકે માર્ગ સૂઝતો નથી તેથી મનને ખેદ થાય છે કે બ્હેતર છે કે મ્હારે આમ લોકોમાં નિંદા કરાવવા કરતાં પુનર્લગ્ન કરવું. બ્હેન મ્હારા આ વિચારોને કોઇ પણ રીતે ફેરવવાને તું પ્રયત્ન કરીશ તો હું ત્હારો ઘણો આભાર માનીશ.

લક્ષ્મી—બ્હેન, તેમાં આભાર માનવા જેવું શું છે! નિર્દોષ વિધવાઓની સ્થિતિ સુધારવા માટે સધળાઓએ પોતાથી બનતો પ્રયત્ન કરવો એ સૌ કોઇની ફરજ છે અને કેટલાકો એવો પ્રયત્ન કરે પણ છે, જો તમને અવકાશ હોય તો આપણે વિધવાઓની સ્થિતિ સુધારવા માટે શું કરવું તેના માટે ઠીક વિવેચન કરીશું, તે સાંભળવાથી તમને પણ કાંઇક જ્ઞાન પ્રાપ્ત થતાં તમારા વિચારો ફેરવવા શક્તિમાન થશો.

મેના—ભલે બ્હેન કહો ત્યારે.

લક્ષ્મી–સુજ્ઞ મનુષ્યોનાં જીવનચરિત્રો હરકોઇ મનુષ્યને માર્ગદર્શક થઈ પડે છે. તેઓના અવસાન પછી પણ તેઓ પોતાનાં ચરિત્રરૂપી વારસાથી જગતને સમૃદ્ધિવાન બનાવતાં જાય છે. માતા સીતાજીને થઇ ગયે ઘણાં વર્ષ થઇ ગયાં છે, છતાં પણ તેમનું જીવનવૃત્તાંત, તેમના

ગુણ, અરે તેમનું એક પવિત્ર નામજ, શુદ્ધ આર્ય બાળાઓના હૃદયમાં પવિત્રતાનો ઉદય કરવાને બસ થઈ પડે છે.

આણાન્ને પણ શીયળનું રક્ષણ કરનાર અને પતિમાંજ સર્વસ્વ માનનાર માતા સીતાજી; પતિભક્તિમાંજ લીન રહેનાર સતી સુકન્યા ને અનસૂયાજી; પતિના સુખ કરતાં દુઃખમાં વિશેષ ભાગ લેનાર સતી દયમંતી; પતિ માટે જાત વેચનાર રાણી તારામતી; પતિનું વચન પાળવા માટે વાત્સલ્ય પ્રેમનો ઉત્કૃષ્ટ ભોગ આપનાર કર્તવ્યપરાયણતાની મૂર્તિ માતા કૌશલ્યાજી; પતિ અને શ્વસુર પક્ષની ફરજો યથાયોગ્ય સમજી પાલન કરનાર અને પતિજીવન માટે પ્રાણાર્પણ કરનાર સતી સાવિત્રી, બાળકના રક્ષણ અને શિક્ષણમાં નિપુણ માતા કુન્તાજી; શીયળસંરક્ષણ માટે રાજ્યસમૃદ્ધિને લાત મારનાર શૂરી રાણકદેવી; પતિપ્રેમમાંજ અવસાન આણનાર સતી ચંદ્રપ્રભા; પતિને બદલે પ્રાણ વિસર્જન કરનાર રાણી કળાવતી; સત્તા, દ્રવ્ય અને યુવાનીની ત્રિપુટીમાં વિધવાની પવિત્ર ને ગંભીર કઠીન ફરજો યથાયોગ્ય અદા કરનાર રાણી અહલ્યાબાઇ હોલ્કર; પરોપકારમાંજ જીવન અર્પણ કરનાર શ્રીમતી બ્હેન ડોરા; જગત કરતાં પતિની ઇચ્છાનેજ વિશેષ માન આપી તે પ્રમાણે વર્તનાર ગોંડલનાં મહારાણી નંદકુંવરબા, શીયલ રક્ષણાર્થે હિમ્મતથી દુષ્ટોનો વધ કરનાર શૂરી વીરમતી લાલબા; પ્રારબ્ધ અનુસાર વિપત્તિ સહન કરનાર ધૈર્યની મૂર્તિ માતા દ્રૌપદી; નાની વયમાંજ કુટુંબો પ્રત્યેની ફરજો પૂર્ણ રીતે બજાવનાર ગુણસુંદરી; શ્વસુરગૃહની કઠિન ફરજો યથાયોગ્ય બજાવતાંજ અવસાન પામેલી બ્હેન લીલાવતી; પિતૃવચનના પાલન માટે રાજ્યસમૃદ્ધિને પણ તુચ્છ કરનાર પ્રભુ રામચંદ્રજી; સત્ય ટેકી રાજા હરિ-

અંદ, ને ફ્રાન્સનો રાજા જોન; સ્વદેશ અર્થે પ્રાણ અર્પણ કરવામાં પણ નિડર શૂરા પ્રતાપ ને શિવાજી; સ્વદેશહિત અર્થે તનમનથી મહેનત કરનાર હિન્દના દાદા દાદાભાઇ નવરોજજી, ગમે તેવી નુકશાનીમાં પણ સ્વદેશનું હિત કરવામાં સુદૃઢ રહેનાર સુરેન્દ્રનાથ જેવા દેશવત્સલ નરરત્નો; વગેરેનાં ઉત્તમ જીવનવૃત્તાંતો સ્ત્રીવર્ગના હાથમાં મૂકવાં અને તેમને વર્તનમાં મૂકે એવો પ્રયાસ કરવો.

ઉત્તમ જીવનચરિત્રોની શુભ અસર ઉમદા પ્રકારની થાય છે, તેની અસર એટલી બધી જગપ્રસિદ્ધ છે કે જેમ આપણા દેશમાં પુરાણના મહાત્માઓ, સતીઓ, અને દેવોનાં ચરિત્રના વર્ણનથી કે રામકથાના રસથી, અને મહાભારતના ઉપદેશથી, જેમ અનેક મહાપુરૂષ અને સન્નારીઓનાં જીવનનો માર્ગ સરળ થઈ પડયો છે, તેમજ યુરોપાદિ દેશમાં પણ વિદ્વાન પ્લુટાર્કનો લખેલો જીવનચરિત્રમાળાનો ગ્રંથ અસરકર્તા નીવડયો છે. માટે ઉત્તમ ઉમદા જીવનવૃત્તાંતોથી આપણા સ્ત્રીવર્ગને વાકેફગાર રાખવો.

આપણે આગળ કહી ગયા કે ઘણે ભાગે સર્વ ગૃહમાં, સર્વ કુટુંબમાં, એકાદ વિધવા તો જોવામાં આવે છેજ; અને તેમની સ્થિતિ ઘણી દયાજનક હોય છે. જનસમાજના એક મોટા ભાગની આવી અધોગતિ હોવાથી તેની અસર થોડી કે ઘણી પણ સમાજ ઉપર થયા વિના રહેતીજ નથી, તેથી તેમની સ્થિતિ સત્વર સુધારવાની જરૂર છે

તેમને સર્વ રીતે બની શકતી બાબતોમાં સંતોષમાં રાખવી, તેમની અનુકૂળતા સાચવવી, તેમને પવિત્ર ગણવી, સન્માન આપવું, અશુભપણાની શંકા મનમાંથી દૂર કરવી; તેમનું દુભાયલું અંતઃકરણ

ન દુભાય, તેમની આંતરડી ન કકળે, તેને માટે ખાસ લક્ષ રાખવું; તેમને ભગિની સમાન ગણી તેમના પ્રત્યે વિશુદ્ધ ભાવ રાખવો; એ સર્વ સદ્‌ગૃહસ્થોનો ઉમદા ધર્મ છે. અને તેમને કોઈ પણ રીતે કચવાવા દેવી નહી, તેમના ભરણપોષણનો પૂરતો બંદોબસ્ત રાખવો, અને તેમને વધારે પડતા ગૃહકાર્યના બોજામાંથી મુક્ત કરી ધર્મ રસ્તે વાળવી, એ તેમનાં કુટુંબીઓની પ્હેલી ને અગત્યની ફરજ છે.

વળી અનાથ વિધવાઓ માટે પવિત્ર મઠો, આશ્રયસ્થાનો સ્થાપવાં; તેવાં સ્થાપન થયલાં ખાતાંઓને શક્તિ અનુસાર મદદ આપી સજીવન રાખવાં અને તેવાં ભાગેલાં ખાતાંનો પુનરૂદ્ધાર કરવો એ જરૂરનું છે. તેવી સંસ્થાઓમાં વિધવાઓનું નિષ્કલંક વૈધવ્ય પરોપકાર અને દેશસેવાના સુકાર્યમાં પ્રેરવું.

તેઓ જગતની માતા અને બ્હેન તરીકે ઘેરઘેર જાય, માંદાની માવજત કરે, અપંગ નિર્બળ દુઃખી ને વૃદ્ધ મનુષ્ય પાસે બેસી ધર્મ પુસ્તકો વાંચી સારી વાતોચીતોથી તેમની દુઃખી જીંદગી નિર્દોષ, આનંદમય, ધર્મમય બનાવે; કુટુંબ, પડોશીઓ, રોગીવર્ગ, ગરીબવર્ગ, અજ્ઞાનો, બાલકો, અનાથોને બનતી સહાય કરે; ચાલો, મહોલ્લાઓ, હોસ્પિટલો, મંદિરો, નિશાળો, પરોપકારની સંસ્થાઓ, સદનો વગેરેમાં જ્યાં હસતા ચ્હેરાઓ ન હોય, શોકભારે હૃદય દુભાયલાં હોય, દુઃખના કાંટા ખુંચ્યા હોય, કે જીવન ખીલવવા કંઇક માળીની સહાયતાની જરૂર હોય, ત્યાં ત્યાં પોતાની શક્તિમતિ પ્રમાણે સ્નેહ અને સંપથી સ્વાર્થ કે લોભ સિવાય મતમતાંતરનો ભેદ કોરે મૂકીને પ્રભુપ્રીત્યર્થે સેવા કરે અને પતિત તથા પામરને પણ સદ્‌બોધથી પોતાનાજ ઉમદા વિચાર અને ખાસ કરીને આચારના દૃષ્ટાંતથી સુધારે; એવા ઉચ્ચ

પ્રકારનું વિધવાઓને શિક્ષણ આપવું.

બણેલી વિધવા પોતાની સુવિદ્યાથી, શ્રીમાન વિધવા પોતાની લક્ષ્મીથી, જેમને ભરતાં, ગુંથતાં, શીવતાં, વેતરતાં, ગાતાં, કે ભજન કરતાં આવડતુ હોય તેમણે પોતાની તે તે આવડતથી અને પરમાત્માએ દયાથી બક્ષેલી નાના પ્રકારની ભિન્ન ભિન્ન વિભૂતિઓથી, લોકસેવાનાં કાર્ય કરે. જો વિધવા પાસે કંઇ પણ ન હોય તોપણ તેમની પાસે ઉંડા હૃદયનું હેત, મીઠા બોલ, માયાળુપણું, અને ખાસ કરીને દયા તો છે જ. એ સદ્દવૃત્તિઓ દર્શાવી લોકસેવા કરે, રડતાંને છાનાં રાખે, દીલગીરને હસતું કરે, તનમનના તાપ નિવારે, એ સર્વ અમૂલ્ય પરોપકાર ને લોકસેવા જ છે. માટે એ પ્રકારનું પણ શિક્ષણ વિધવાઓને ખાસ વિધવાઓની શાળાઓ સ્થાપી આપવું.

પરંતુ તેનીજ સાથે વિધવાઓનું નિયમિતપણું, અંતર અને શરીરની સ્વચ્છતા, સાધુભાવ, અને ખાસ કરી સાધુજીવનની છાપ જનસમુદાય પર હમેશાં સારી ને પવિત્ર પડે છે; માટે ખાસ કરીને એવા સદ્દગુણો સમજાવીને તેમનામાં ઠસાવવાની પ્રથમ જરૂર છે.

વિધવાઓનું નિર્મળ ને પવિત્ર જીવન પરોપકાર ને જનસેવામાં વ્યતિત કરાવવું, અને તેના ભરણપોષણનો સર્વ બાર, તેમના રક્ષણ અને શિક્ષણનો સર્વ બોજો, સંસારના ગૃહસ્થોએ–દેશબન્ધુઓએ ઉપાડી લેવો, પોતાને શીર રાખવો. રૂષ્ટપુષ્ટ શરીરના વેરાગીઓ જેવા નકામા આળસુઓનું જે દેશબન્ધુઓ ઉદાર દીલે ગુજરાન ચલાવી લે છે, તે બન્ધુઓ પોતાના દેશહિતઅર્થે, સમાજહિતઅર્થે, પરોપકારઅર્થે, સ્થૂલ ફૂલની કાંઇ પણ આકાંક્ષા સિવાય, સેવા કરનારી, સાત્વિક જીવન ગાળનારી ,વિધવા ભગિનીઓનું ભરણપોષણ કરવાની ઉદારતા બતા-

વતાં જરા પણુ સંકોચાશે જ નહિ, એટલો તો આપણા લોકોના કોમળ હૃદયનો અને વ્યાવહારિક બુદ્ધિનો મને વિશ્વાસ છે.

ઉપર પ્રમાણે વિધવા ભગિનીઓને પરોપકારના સત્કાર્યમાં જોડવાથી તેમના હૃદયનો દુઃખભાર ઘણે દરજ્જે ઓછો થશે, તેમનું જીવન સફલ થશે, અને સ્ત્રીઓના ધાર્મિક અને વ્યાવહારિક શિક્ષણુ માટે હાલ જે પ્રતિકૂળતા જણાય છે, તે વિધવા શિક્ષણુશાળા દ્વારા, વિદુષી સાધુ જીવન ગાળનારી સન્નારીઓ બહાર પડતાં, ઘણે દરજ્જે નષ્ટ જ થશે.

વિધવાઓની સ્થિતિ સુધારવા માટે, અજ્ઞાન અને કાચી બુદ્ધિની વિધવાઓમાં બનતાં પાપાચરણો દૂર કરવા માટે, મારો નમ્ર અભિપ્રાય એજ છે કે તેમનાં પુનર્લગ્ન કરાવી તેમની વિકારવશતામાં વૃદ્ધિ કરાવવા કરતાં તેમનું જીવન ખરા ધર્મ અને પરમાર્થના સન્માર્ગે દોરવું, એ વધારે અગત્યનું, ઉત્તમ, તેમજ પરિણામે હિતકર છે. છતાં પણુ જેઓ પોતાની વૃતિપર અંકુશ ન રાખી શકે, પવિત્ર નિષ્કલંક વૈધવ્ય ન પાળી શકે, અનાચારથી અને કમકમાટ ભરેલાં અઘોર કૃત્યથી જનસમાજની નીતિ રીતિને કલંકિત કરે, તેવી પામર અબળાઓને ફરજીયાત વૈધવ્ય પળાવવા કાંઈ આપણે ખાસ દુરાગ્રહ નથીજ. તેને માટે પુનર્લગ્ન જ ઠીક ગણાશે, કારણકે જેને પતિપ્રેમ, દિવ્ય પ્રેમની કીંમત નથી, પરીક્ષા નથી, કદર નથી, તેવી સ્ત્રીઓને માટે કહ્યું છે કે—

"દેહલગ્નની વિધવા માટે પુનર્લગ્ન સમી મુક્તિ નથી;
પરંતુ તેનીજ સાથે તેનું નીચલું ચરણુ—
સ્નેહલગ્નની વિધવા માટે પુનર્લગ્ન સમું પાપ નથી."

(રા. કવિ ન્હાનાલાલ દ.)

માટે બ્હેન! તમે પણ જો ઉપર પ્રમાણે વર્તી તમારૂં વર્તન ઉપર મુજબ સુધારશો તો તમે જનસમાજમાં ઉત્તમ દૃષ્ટાંતરૂપ થઇ પડશો એમાં કંઇ સંશય નથી.

મેનાએ કહ્યું. "બ્હેન! તમારા બોધથી મને સારી અસર થઇ છે; હું હવે તેમ વર્તવા પ્રયત્ન કરીશ."

---

# પ્રકરણ ૧૭ મું.

## ભાણે ખપતી કન્યાના ભવાડા.

આર્ય બંધુઓ! મુસદ્દીઓની માતૃભૂમીથી પંકાએલ કાઠીઆવાડમાં અનેક તરેહનો વેપાર ધમધોકાર ચાલે છે. છતાંએ લોકો બુમ પાડે છે કે ધંધોરોજગાર નથી. ભલે તકરારની ખાતર કહીશું કે બીજા બધા વેપાર અત્યારે મંદ પડયા હોય. પણ અમુક વ્યક્તિઓ એવો ધીકતો ધંધો લઇ બેઠી છે કે તેમાં દલાલને દીવાળી! વેચનારને અધિક આનંદ, ફક્ત ખરીદનારનાં ખીસ્સા તર જોઇએ! કેમકે ફક્ત ખોટ ખરીદનારનેજ! પણ "લોભીયા વસતા હોય ત્યાં ધૂનારા ભૂખે ન મરે" એની પેઠે ખાંતેથી ખોળે તેને જડે. સાચું જુઠું, સારૂં ખોટું જોયા વિના ઝટ દઇને ઝંપલાવે, ને પછી "સોનું દેખીને સંગ કર્યો કર્મે નિકળ્યું કથીર" એમ થાય એમાં બીજાનો શો દોષ? ન કરે નારાયણ ને એવું થાય એટલે કહેશે "ઓય બાપ ફસાયા! ગાંઠેથી ગર્થ ગયો અને ઘરબાર વિનાના

થયા, ન્યાત જાતમાંએ ન રહ્યા, એ ધંધો તે કયો ? તમો ન સમજો તો ખુલ્લું કહું કે કન્યાનો ! તમે સવાલ પૂછશો કે એટલી બધી કન્યા ક્યાંથી જડે કે જેને જોઇએ તેને મળે અને ફાવતુ ફળે ? તેનો ખુલાસો એ કે, કાઠીઆવાડમાં ભાડુતી ભામાઓનો ક્યાં તોટો છે ? જો રાંડેલી છાંડેલી કે બીજી ન મળે તો સાધુડી અને સથવારી તો સેંકડો તૈયાર છે. ખવાસણો કોળી કણબી કુંભાર એની તો ખોટ નથી ? વળી એ પણ ન મળે તો ખાતાં વટલાઇએ, અરે ! અડતાં અભડાઇએ એવી તો મળે ? તેવી લાવી ઓઢાડે ચુંદડી અને કહે કે જુઓ આ કન્યા ! તેમાં એક થાય મા, ને એક થાય બાપ, વળી બાઈ ભોજાઇ, મામો મામી પણ એવાં ભાડુતી મળે એટલે શો વાંધો ! ઠગપાટણના ઠગારા, સોનેરી ટોળી વાળા, અરે ! ધુતારા કરતાં એ વધારે આડંબર રાખી મૂરતીઆનું મન મનાવે એટલે એ કુત્રિમ કાવતરાંખોરોના પોબાર ! આજ જ્યાં જોશો ત્યાં વણિકોમાં કન્યાની ખોટ છે, એટલે વહુના નામના વલોપાત થયા છે ! આથી દેશમાં ન મળે તો પહોંચે પરદેશ ! કે જેને જેવી જોઇએ તેવી મળે તો ખરી ! આથી એ ધંધો પૂર જોસમાં ચાલે તેમાં શી નવાઇ ! અને જ્યારે એમ સૌ કોઇના મનોરથ ફળે, ત્યારે "કાઠીઆવાડમાં કન્યાની ખાણ છે," એ જનકહેવતને ખોટી કોણ કહે ?

આપણા પ્રખ્યાત નવલચંદ શેઠ પોતાના ચિરંજીવીનું સગપણ કરવા અન્ય લોકોની માફક કાઠીઆવાડ તરફ ગયાનું આપણે જાણીએ છીએ. ત્યાં તેમણે પ્રથમ જામગરમાં મુકામ કર્યો, ત્યાં તે ગામના કાબેલ ધંધાદારી ફેરીઆઓએ તેમને સઘળી વાતે વાકેફ કર્યા. એકે રૂડી ને રૂપાળી કન્યા અપાવવાનું માથે લીધું. વળી બી-

જોએ ખાસી પંદર સોળ વરસની જુવાન, આવીને તુરતજ રોટલા ઘડી આપે એવી, મેળવી આપવાને લલચાવ્યા. આથી નવલચંદના હૃદયમાં આનંદનો પાર રહ્યો નહીં. જેથી તુરતજ કન્યા જોવાને તલપાપડ થઇ રહ્યા, અને કન્યાના દલાલ રૂમી-ફેરીઆઓને સાથે લઇ આ ઘેરથી પેલે ઘેર ફરી ફરી કન્યાની નિરીક્ષા કરવા લાગ્યા. દલાલો પણ એક નહીં તો બીજે એમ ઉપરાઉપરી બતાવી કીંમત કરવા લાગ્યા. પણ નવલચંદ કોઇના રૂપમાં તો કોઇના રંગમાં, કોઇના બોલવામાં તો કોઇના હીંડવામાં, એમ અનેક પ્રકારની ખોડ કાઢવા લાગ્યો. વળી કોઇના રૂપ રંગમાં વાંધો ન હોય તો તે અભણ નીકળે; તેમ છતાં ભણેલી મળે તો તેની કીંમત સાંભળી હબકી જાય! એમ બે ચાર દીવસ રવડી રખડી તપાસ કરી પણ કોઇ કન્યા પ્રેમચંદભાઇના લાયકની જણાઇ નહીં. આથી ફેરીઆઓ પણ થાકી તથા કંટાળી ગયા. છેવટે તેમાંના એકે મોડે ચઢી કહ્યું "શેઠ! આટલી બધી કન્યા જોઇ તેમાં તમે એકે પસંદ કરતા નથી?! ત્યારે તમે કન્યા લેવા આવ્યા છો કે કીંમત કરવા? કહો કે તમારે લેવીજ નથી. નકામા અમારા ટાંટીઆ શું કામ દુખાડો છો?"

"લેવી નથી તો શું અમથા આવ્યા હોઇશું? મોંઘી પૈસા સાટાની ચીજ કાંઇ એકદમ લેવાય છે? અમારૂં મન માને તેવી મળશે એટલે તરતજ હા કહીશું" નવલચંદે કહ્યું.

"કહો ત્યારે કેવી કન્યા હોય તો તમને પસંદ પડે વારૂ?" દલાલે પૂછ્યું. "જુઓ ભાઇ, રૂપ ગુણથી અલંકૃત, એટલે બહુ ઉંચી નહીં તેમ નીચીએ નહીં, દેખાવડી અને પાકા રંગે હોવી જોઇએ; તેની સાથે ભણેલી તો ખચીત છે એવી બાર ચૌદ વરસની

બાળા છે? હોય તો બતાવો." નવલચંદે કહ્યું.

"એમ હોય તો ચાલો મારી સાથે." દલાલે કહ્યું.

"ચાલો ત્યારે મારી ક્યાં વાર છે!" એમ કહી ઉભા થયા અને નજીકના ગામે જઇ અમુક જણને ત્યાં મુકામ કર્યો. ઘરધણી પણ એ સટોરીયાઓનો સાગ્રીત–સોનેરી ટોળીનો અગ્રેસર–એટલે એને કાંઇ ઓછુંજ શીખવાડવું પડવાનું છે? તેમને આવતાં દેખી તુરતજ તેણે એ બંનેને આવકાર દીધો અને યોગ્ય આદરભાવથી આસન આપી બેસાડયા. વાતચીતમાં થોડો વખત ગયો, એટલામાં જમવાનું થયું તેથી જમ્યા પછી એકાંતમાં વાત શરૂ કરી. તેમાં દલાલે પ્રથમ સામા માણસને ઉદેશીને કહ્યું "જુઓ ડુંગરશીભાઇ! આ શેઠ જાણે આમ ગુજરાત ભણીના છે; પઇસો ટકો વ્યવહાર વિચાર પણ સારો છે, આ એમને જાણે એક કન્યા જોઇએ છીએ. જેથી મારી મરજી તમારી પ્રેમકોરનું વેવિશાળ કરવાની થઇ તેથી અહીં લાવ્યો છું."

"ભલે ભાઇ! ધન્ય ઘડી ધન્ય દહાડો, ભલે પધાર્યા. મારૂં ભાગ્ય ક્યાંથી કે ગુજરાત તરફ સંબંધ થાય? વારૂ કન્યા તો જોઇને! છે ઇંદ્રના ઘરની અપ્સરા! રૂપરૂપનો મણી! રસોઇ પણ કેવી જુક્તિથી બનાવે છે? આજે તેણેજ રાંધ્યું હતું હાં કે!"

"હી......ક......ત્યારે તો એમ જ કહોને કે પીરશતી હતી એજ કન્યા, કેમ?" "હા એજ. તે હોંશીઆર કેવી છે? એટલા માટેજ આજ તેને રસોઇ કરવા તથા પીરસવામાં રોકી હતી." "બહુ સારૂં! કહો ત્યારે, દાપું વગેરે કેટલું થશે." નવલચંદે પૂછ્યું.

"દસહજાર—એતો પ્રથમથીજ નક્કી કર્યા છે. છ હજાર તો

તેને ભણાવતાં, ઉછેરતાં અને કપડાં-લત્તાંમાં ખરચ થયા છે અને બે હજાર તેને પરણાવવામાં ખરચવાના બાકી ગણીયે; એટલે નફો તો શેઠજી કપાળે બે હજાર જ રહે ની ?" ડુંગરશી શેઠે હીસાબ ગણી બતાવ્યો. નવલચંદ તો દશ હજારની રકમ સાંભળી હાબોજ બની ગયો, પણ થોડીવાર મૌન્ય રહી બોલ્યો. "શેઠ ! તમે સમજુ છો, શાણા છો ! જરાક વિચાર કરીને પોસાય તેટલું કાપું ઠરાવશો, તો તે પણ તમારી પુત્રીના ઘરમાંજ રહેશે ની ! પણ આમ ઉડાવી શું મારો છો ?"

"હવે રહેવા દો, એ ડાહ્યલાં અહીં નહીં જોઇએ. માલ વેચીને મૂલ લેવું એમાં શું ? બાપના ઘરમાં હશે તો બાપ ખાશે અને છોડીના ઘરમાં હશે તો છોડી ખાશે ! અત્યારે ઓછું જ છોડીનું ઘર થઇ ગયું છે ? કુંવારી કન્યાના સો વર ને સો ઘર ! માલ પ્રમાણે મૂલ તો બેસશે જ તો ?" ડુંગરશીએ ક્રોધે ભરાઇ કહ્યું.

"ઠીક છે ઠીક, તમારે કેટલા સુધી પોસાય તેમ છે ? હજાર, પંદરશે બોલો તો ખરા ?" વચ્ચે દલાલે કહ્યું.

"બે હજાર, શેઠ બે હજાર—વધારે ખરચવા હોત તો અહીં પરદેશમાં શા સારૂ ધક્કા ખાત ! અમારા દેશમાં ક્યાં નથી મળતી તે ?" નવલચંદે કહ્યું. "છાના રહો છાના, એટલી રકમમાં તો આપણે કાલે જોઇ હતી તેમાંની મળશે. આતો એક નમૂનો, આવતાં વેંતજ ઘર માંડશે, તે તો સમજતા નથી." દલાલે કહ્યું.

"ત્યારે તમે જેવો ગપ ઠોકી તેવી મેં પણ ગપ ઠોકી !" નવલચંદે કહ્યું. "નક્કી કહો, શું લેવા ધાર્યું છે ?"

"નક્કી નક્કી ૭ હજાર લેઇશું, કેમ છે મરજી ? નહિ તો રસ્તો પકડો." ડુંગરશાએ કહ્યું.

"ના, ભાઇ ના. આ...બહુ તો ચાર હજાર, છેવટે મરજી હોય તો !' નવલચંદે કહ્યું.

એ રીતે રગઝગ કરતાં છેવટે સાડાચાર હજાર કન્યાના અને પાંચસો દલાલના મળી પાંચ હજારનો આંકડો ઠરાવી વેવિશાળ નક્કી કર્યું. અને પાંચસો રૂપીયા બાનામાં આપી અમુક ઠેકાણે આવી પંદર દિવસમાં પરણાવી જવાનો ઠરાવ કરી આનંદભેર અરસપરસ કંસાર ખાઇ ખવડાવી છૂટા પડયા. નવલચંદભાઇ તો હરખમાં બીજે દિવસે ઘેર આવી પહોચ્યા.

નવલચંદ ઘેર આવ્યો કે તુરત આડોશીપાડોશી, સગાંવ્હાલાં વગેરે આસપાસ વીંટાઇ વળ્યાં, પ્રેમચંદભાઇ પણ પરણવાના કોડમાં બાપની નજીક લપાઇ બેઠા. સગાંવ્હાલાં જે તે કન્યાનો ઇતિહાસ પૂછવા લાગ્યાં, તેમને નવલચંદ યોગ્ય જવાબ આપી શાન્ત પાડતો, જેથી જેને કન્યા વિના નિર્વંશ જતો તેઓ જાણે ન્યાલ થઇ ગયા હોય, તેવો ઉમંગ જણાવવા લાગ્યા, અને જ્યાં ત્યાં એની એજ બાબતની બડાઇ કરવા લાગ્યા. આવા હર્ષઘેલા યુવાનોને વિચારશીલ વૃધ્ધો શીખામણ દેવા લાગ્યા કે ભાઇઓ ! "તેલ જુઓ, તેલની ધાર જુઓ," પણ તેમનું કહેવું કોણ સાંભળે ? બસ ! હવે તો કાઠી-આવાડ હાથ આવ્યું છે, એટલે સાંધી મનગમતી કન્યા લાવીશું ! એવી રીતે વાતોમાં ને વાતોમાં આખો દિવસ પસાર થયો. પણ લોકોના જાઆવરામાં બિચારી દુર્ગંધાબાઇને પોતાના સ્વામીનાથ સાથે

વાત કરવાનો વખત મળ્યો નહીં, તેથી રાત્રે વાળુ કરતી વખતે વાત ઉપાડી.

"ઓહોહો, અમારા તો આજ આવે, કાલ આવે, એમ વાટ જોતાં આંખના ડોળાએ ફરી ગયા, પણ નહીં કાગળ કે પતર! વારૂ કન્યા કેવડી છે?"

"ખાસી મઝાની પંદર સોળ વરસની, રૂપ રૂપનો ભંડાર, આવતાં વેંતજ તારા માથેથી પાણીનું બેડું ઉતરાવે એવડી:–" નવલચંદે કહ્યું.

"પણ રૂપમાં કેવી છે? મારા સમ!! મારા જેવી છે?" દુર્ગંધાએ પૂછયું.

"અરે! શું તારા જેવી? કહ્યું નહિ કે રૂપરૂપનો અવતાર! એ ઘડી ચંદ્રમાએ ઝાંખો પડે એવી! તુ તો એના રૂપ આગળ શા લેખામાં છે? વળી ભણેલી ઉસ્તાદ, અને ભલા ભલા ભૂપને પણ ઉભો રાખે તેવી." નવલચંદે કહ્યું.

"હા...સ! હવે મારા જીવને ટાઢક વળી. પણ કહો તો ખરા દાપું કેટલું લીધું?"

"હવે તેની તારે શી પંચાત? મારૂં મન માન્યું એટલે પૈસાને કોણ પૂછે છે? દાપું કાંઇ એવડું બધું વધારે નથી, ફક્ત પાંચ હજાર."

"દાપું તો કાંઇક વધારે ખરૂં, પણ તમારી ધ્યાનમાં આવ્યું તો ભલે! વારૂ! લગ્ન ઓણ કરશે કે પ્હોર?"

"અરે! ઓણશું? વચ્ચે દહાડા તો આખા દસ છે! મહા સુદ ૭ ને શુક્રવાર. ગાંડી, તું શું સમજે. ઘોડા છૂટે કે ઘોડી, આપણે

શું કરવા ઉધારો રાખીએ ? આપણે તો જેમ બને તેમ જલદી વર-ઘડીમાં પરણે તેમ સારૂં.”

એ પ્રમાણેના સઘળા સમાચાર જાણ્યાથી દુર્ગંધા આનંદ પામી. એટલુંજ નહીં પણ વિવાહ કરેલી કન્યા ગયાથી શોકાતુર રહેતી, તે શોકને આજથી દેશવટો દીધો, અને પ્રભુનો ઉપકાર માનવા લાગી. પ્રેમચંદનો આનંદ પણ હૃદયપટ ઉપર ઉભરાવા લાગ્યો. તે એવો કે તેનું ચાલત તો વેંત વેંત ઉંચો કુદત, પણ તે ઉમંગને દબાવી છાનો-માનો બેસી રહ્યો. અને ઘેર આવ્યા પછી બીજા દિવસથી નવલચંદ લગ્નની સામગ્રી તૈયાર કરવા રોકાયો હતો તેમાં ભળ્યો. આ વખતે નવલચંદે નવા નવા દાગીના સારાં સારાં વસ્ત્રો અને રોકડ વગેરેનો સવડ મનપસંદ રીતે તાકીદે કર્યો, અને લગ્નના ચાર પાંચ દિવસ અગાઉ ન્યાતના આગેવાનોને બોલાવી જાન લેઇ જવાની મંજુરી માગી. ન્યાતીલાઓએ પણ જાનનું ( કન્યાના બાપના ત્યાંનું ) જમણ નવલચંદ પાસેથી લેવાની સરત કરી, આ ઠરાવમાં કેટલાક જણ વિરૂદ્ધ પડયા, પણ છેવટે આપણે “પાડાપાડીની શી પંચાત, ફક્ત દુધ ખાવાની જરૂર” એમ મન વાળી રજા આપી. ઉમંગમાં ને ઉમંગમાં નવલચંદે તે જમણનો ઉધારો નહિ રાખતાં તુરત જમાડી દીધા. તેમાંથી ફારગત થઇ લગ્નના આગલે દિવસે વરરાજાને ઉઘલાવી ( તૈયાર કરી ) સગાં અને ન્યાતનાં મળી સુમારે અડધા પોણા ડઝન માણસોની જાન સાથે લગ્નના દિવસે સાંઝની વખતે શાન્તિપુરની ભાગોળે જઇ પડાવ નાંખ્યો. મુકામનું ઠેકાણું પડયું કે તુરત કન્યાવા-ળાઓના ઉતારાની શોધ કરવા લાગ્યા. આશરે અડધો કલાક ખોળ કરી, એટલામાં વેવાઇના ઘરનો પત્તો લાગ્યો. સામાવાળાએ પણ

ઉતાવળથી સામૈયું કરી જાનીવાસે લઇ જઇ સર્વને જમાડયા. તે કામમાંથી પરવાર્યા એટલે નવલચંદે પૈઠણના સાડા ચાર હજાર રૂપીયા નગદ રોકડા ગણીને કન્યાના બાપને સ્વાધીન કર્યા. કન્યાના ભાહુતી બાપે પણ હવે ખોટી કરવાનું દુરસ્ત ધાર્યું નહીં. તુરતજ પોતે તૈયાર રાખેલા બ્રાહ્મણને કહી લગ્નક્રિયા ચાલતી કરાવી. ચાલાક બ્રાહ્મણે પણ "વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" ની માફક અષ્ટંપષ્ટં બબડી હાથેવાળો મેળવી દીધો. નવલચંદ અને તેના માણસોએ બીજી કોઇ બાબત પર લક્ષ નહીં આપતાં ફક્ત કન્યાનું રૂપ જોવામાં આનંદ માન્યો, સામાસામી બૈરાંઓ પણ અરસપરસ ફટાણાં ગાવામાં અને ગાળો દેઇ આનંદ બતાવવામાં સાર્થક ગણવા લાગ્યાં. એમ લગનની પૂર્ણાહુતિ પ્રસંગે કન્યા તરફની સ્ત્રીઓએ નિચે પ્રમાણે માર્મિક ગીત ગાયું.—

લાડીએ લાડાને છેતર્યો.—એ રાગ.

વેવાણ મારી, આંખ ઊઘાડી, નીચું નિહાળી,
જો ગધાડી, લાડીનું રૂપરે-લાડીએ લાડ.ને—
દેશ ન જોયો, વેશ ન જોયો, રૂપે મોહ્યો,
ગર્થ ખોયો-પડીઓ ઉંડે કૂપરે-લાડીએ—

ઉપર મુજબનું ગીત લગ્નોત્સવમાં કોઇ પણ જાતનો વાંધો વચકો પડેલો ન હોવાથી નવલચંદના માણસોએ આનંદની ઊર્મીનું ગણી તેની દરકાર રાખી નહીં અને સૌ સૌના ઠેકાણે જઇ સુઇ ગયાં. બીજે દિવસ કંઇક ઉજાગરાની ઉંધમાં ને કાંઇક કરીયાવરનાં દાપાં આપવા લેવામાં ગયો તે જણાયો નહિ, અને ત્રીજે દિવસે પ્રભાતમાં કન્યા સહિત જાનની વિદાયગીરી થઇ. કન્યા તરફનાં માણસો

ભાગોળ સુધી વળાવા આવ્યાં, ત્યાં અરસપરસ મળી "આવજો આવજો" ના પોકારથી છૂટા પડયા, તે વખતે અન્ય લોકોની માફક આ વેશધારી કન્યાની મા અને બીજી સ્ત્રીઓએ મળી નીચે મુજબ ગીત ગાયું.

આવ્યો તો લંકાનો ચોર, લાખેણી લાડી લઈ વળ્યોરે,
આવ્યો તો નગર ધુતારો, લાખેણી લાડી લઇ વળ્યોરે.

આ રીતે નવલચંદ કન્યાને લઇ ઘેર આવ્યો. દુર્ગાબાઇને મોડ ઘાલી મહાલવાનો ઓરીયો વીત્યો, જેથી ખુશી ખુશી થઇ વહુની પાછળ ગાંડા-ઘેલાની માફક ફરવા મંડી. કન્યા તથા તેનાં સગાંવ્હાલાંનો આ કૃત્રિમ વેશ કોઇના સમજવામાં આવ્યો નહિ, સમજે કયાંથી ? સાસુ ધાંચણ, વહુ મોચણ અને ગોર ગોધરાનો ગરોડો, ઘરના ભુઆ ને ઘરના જાગરીયા, હોવાથી આ નવા નાટકનો વ્હેમ આવ્યો નહીં. આથી કાવત્રાખોરો-કાબેલ ધૂતારાઓ પોતાનો કાઢેલો વેશ પૂરેપૂરો ભજવી પાંચ હજારનાં પોટલાં બાંધી પંથે પડયા.

આ તરફ આપણા પ્રેમચંદભાઇનાં પ્રિય પત્ની પ્રેમકોરવહુના મનમાં તો નક્કી હતું કે મહીને બે મહીને અહીંથા આરોગોળો વાળીને પલાયન થવાનું છે, એટલે જેમ બને તેમ જલદી ઘરની માહીતગાર થઇ જવાય તો ઠીક. આથી સાસુસસરા અને સ્વામી વગેરેની આજ્ઞાનુસાર વર્તી તેમજ આડોશીપાડોશીઓથી સલુકાઇથી ચાલી સૌનાં જીગર જીતી લેવાનો ઉદ્યોગ આરંભ્યો. સાસુ તો શું પણ પરાયા માણસો કોઇ કામ કરતાં હોય તો તેને હાથમાંથી ઝુંટાવી લેઇ પોતે કરી આપે, ખાવાની ચીજ પણ વહેંચીને ખાય, કોઇ સાજું માંદુ હોય તો ખરા અંતઃકરણથી તાબેદારી ઉઠાવે. આવી વર્તણુકથી

આખા ગામમાં તેની ખ્યાતી ફેલાઈ, ને વાહ ! વાહ ! થવા લાગી. પોતાની સાસુ દુર્ગંધાબાઇને જરાએ કામ કરવા દે નહીં, ઉલટી તેના પગ દબાવે, બીજી ચાકરી કરે. આથી તેની તેના પર અત્યંત પ્રીતિ થઇ, પણ તે તેનું મન વર્તી જાય નહીં તેવી તદબીરથી દુર્ગંધા મારફતે નવા નવા દાગીના ફેશનેબલ વસ્ત્રો વગેરે માટે સસરાજીને સૂચના કરવા લાગી. નવલચંદ તો દુર્ગંધાબાઇને વહુનો પક્ષ કરતી જોઇ આશ્ચર્ય પામ્યો અને તે જે કહે તેથી સારા અને શોભિતા દાગીના હોંશે હોંશે કરાવા લાગ્યો: તે વારંવાર મનમાં વિચારતો કે આ શું ? ઘણાક કુટુંબોમાં સાસુ વહુને બનતું નથી. તેમાં આ ક્લેશની મુર્તિરૂપ કુભાર્યાને તો ન જ બને, તેમ છતાં ઉલટી તે તેની હીમાયત કરે છે અને બંને મા દીકરી માફક રહે છે ! ખરેખર એ મારી પરીક્ષક શક્તિનુંજ પ્રાબલ્ય છે. એવી રીતે આશરે ત્રણેક માસ ગયા પણ પ્રેમકોરની આશા સફળ થઇ નહીં, તેથી તેણે મા દીકરાને તથા બાપ બેટાને લડાવી મારી જૂદુ રહેવાનો ઠરાવ કર્યો. પોતે પ્રકાશમાં આવે નહીં એ રીતે પ્રેમચંદના કાન ભંભેરવા મંડી. વહુઘેલો પ્રેમ ચંદ તો હવે ઘરમાં અનેક તરેહના કજીઓ કરવા મંડ્યો. આથી સૌ કંટાળ્યાં અને "વહુ તો સારી પણ છોકરો કજીઆખોર પાક્યો" એમ જાહેર મંડળમાં બોલાયું. છેવટે નવલચંદે તેમની મરજી મુજબ આપી પાસેના ઘરમાં જૂદાં રાખ્યાં.

જુદાં રહે બે ત્રણ મહીના થયા એટલામાં પ્રેમકોરે ઘરનો સઘળો મર્મ જાણી લીધો. રોકડ દાગીના વગેરે સઘળું પોતાને કબજે આવ્યું એટલે ગઠંતી કરવાનો લાગ શોધવા મંડી અને બહુજ સાવચેતીથી રહેવા માંડયું. તોપણ સ્ત્રી તે સ્ત્રીજ, ઘણીખરી વખતે

રાત્રે ઊંઘમાં અનેક તરેહનાં વાકય બબડવા લાગી અને વારંવાર "રંગો પેંગો*" યાદ કરતી, પણ પ્રેમચંદભાઇ તે ઉપર લક્ષ રાખતા નહીં. એક દિવસે મોટા પરોઢમાં તેની પાડોશની એક સ્ત્રીએ પૂછયું "પ્રેમકોરવહુ ઓ પ્રેમકોરવહુ ! જાગો છો કે ? જુઓને કેટલી રાત હશે." આ સાંભળી પ્રેમકોર ઝટ લઇ ઝબકીને જાગી અને હજુ તો "એક આખું ખાલું તૈયાર થાય તેટલી" એવો જવાબ આપ્યો. પાડોશણ તો આ જવાબ સાંભળ્યો ન સાંભળ્યો કરી આશ્ચર્ય સાથે સૂઇ ગઇ; પણ વિચાર કરતાં કાંઇ સમાધાન થયું નહીં, તેમ બીજા કોઇને આ વાત કહીયે નહીં. પ્રેમકોરને પણ ભાન આવતાં બોલેલા વાક્ય માટે પસ્તાવો થયો. પોતાની જાત ઓળખાઇ જવાનો ડર લાગ્યો, અને જેમ બને તેમ જલદી અટગી લેવાની ચટપટી થઇ. આ વાતને પાંચ સાત દિવસ થયા કેડે એક દિવસ વહેલી ઊઠી, સાસૂજીને ત્યાં દળવા જાઊંછું કહી ઘરના તમામ દરદાગીના રોકડ વિગેરેનું પોટકું બાંધી ચાલી નીકળી. સવાર થતાં પ્રેમચંદ જાગ્યો, તો પત્નીને દીઠી નહીં. "હજુ દળી રહી નહીં હોય" એમ ધારી પોતાના કામમાં ગુંથાયો. કલાક થયો પણ આવી નહીં. "માની સાથે વાતો કરવા રોકાઇ હશે." એમ મનવાળી પોતાના દોસ્તદારોને ત્યાં ગયો. બે કલાક થયા, ત્રણ કલાક થયા, પણ આવી નહીં. પ્રેમચંદ-ભાઇ તો મિત્ર સાથે આનંદ કરવામાં રોકાયા. દસ વાગ્યા, બાર વાગ્યા, અને જમવાનો વખત થયો, એટલે ઉઠયો. મિત્રે રોકી રાખ્યો. "બેસ બેસ ! જવાય છે, જવાય છે ! શું જતું રહે છે ? અહીંજ જમી લીધું." પ્રેમચંદે કહ્યુ, "ના, ના, ઘેર તારી ભાભી વાટ

*રંગો પેંગો એ મોચીને વાપરવાનું હથીયારછે.

જોઇ બેસી રહે." એકે કહ્યું. " અરે ! બેશ યાર ! જવાય છે, બાયડી બાયડી શું કરી રહ્યો છે ! ! ! તારેજ બાયડી હશે ! બીજાને નહીં હોય ? " આવા વાક્યથી તે શરમિંદો થઇ ગયો, અને બેઠો. વખત થતાં જવ્યો પણ ત્યાંજ, અને વાતે વળગ્યો. એમ બે ત્રણ કલાક ગયા એટલે સુમારે ત્રણેક વાગે ઘેર આવ્યો. ઘરમાં જુએ તો કોઇ નહીં ! વાસી કામ પડેલું ! આથી લાગલો દુર્ગંધા પાસે ગયો, અને પૂછયું. "કેમ બા આજ અહીં બેસાડી મૂકી છે? રાંધ્યુંએ નથી. તમારૂં શરીર તો ઠીક છે ની ? " "હા બાઇ, શરીર તો સારૂં છે. વહુ ઘરમાં નથી ? ' "ના, ના, સવારમાં દળવા આવી છે તે પાછી આવીજ નથી ને."

" કોને ઘેર દળવા આવી છે તે ? "

" અહીંયાંજ. "

" ના બાઇ, અહીં તો મુદ્દલે આવી જ નથી ને. આજ તો એનું મોંએ દીઠું નથી. " " જુઓને ત્યારે ? કયાંય તાવ બાવ આવ્યાથી પડી તો નથી રહી ? "

તાવનું નામ સાંભળ્યાથી દુર્ગંધા સફાળી ઉઠી, હાથમાંનું કામ પડયું મૂકયું, ને આ ઘેરથી પેલે ઘેર પૂછવા મંડી. પણ કયાંય પત્તો લાગ્યો નહીં. આથી વધારે કોલાહોલ થયો. તમાસાને તેડું હોય નહીં એટલે લોકો પણ ભરાવા લાગ્યા, પણ કોઇને નાશી ગયાનો વ્હેમ આવ્યો નહીં. આખા ગામમાં જ્યારે જરાએ પત્તો ન લાગ્યો, ત્યારે પ્રેમચંદભાઇ ઘરમાં તો સુઇ નથી ગઇ? એમ વિચારી જોવા લાગ્યો. ચારે ખૂણા ફરી વળ્યો પણ કયાંથી જડે ! હવે તેને વ્હેમ આવ્યો. ઘરમાં તપાસ કરી તો દર દાગીના વગેરે તમામ ગેબ!

આથી પોકેપોક મૂકી રોવા લાગ્યો, લોકો પણ વધારે વધારે ભરાવા, અને અનેક તરેહનાં અનુમાન બાંધ્યાં. એટલામાં ટપાલનો સીપાઇ હાથમાં કાગળ લઇ આવ્યો, અને બોલ્યો બાઇ...પ્રેમ...કો...ર કિધર રહેતી હય ? પ્રેમકોરના નામનો કાગળ જોઇ લોકો તાજુબ થયા. કાગળમાંથી કાંઇક પત્તો મળશે એમ ભાસ્યું, તેથી કાગળનો મચકુર જાણવા એકી ટશે જોઇ રહ્યા. નવલચંદે કાગળ લીધો, ફોડયો, માંહીથી એક ચીઠ્ઠી નીકળી, પણ અક્ષર બરાબર સૂઝયા નહીં તેથી પાસે બેઠેલા માણસને વાંચવા આપ્યો. તેણે નીચે પ્રમાણે વાંચ્યો.

**પ્રિય બ્હેન !**

તમારા લખવા મુજબ અમો સ્ટેશન ઉપર આવી બેસી રહ્યા છીએ. પણ તું આવી નહીં. માટે હવે જેમ બને તેમ તાકીદે આવવું. વાહનને માટે ઊંટ તૈયાર રાખ્યાં છે, માટે જેટલું મળે તેટલું બસ છે, વધારે લોભમાં પડવાથી ફસાઈ જવાની બીક છે. જેમ જેમ દિવસો વધારે થાય છે તેમ તેમ અમારી ચિંતામાં વધારો થાય છે. માટે તાકીદે આવવું. હાલ એજ.

દા. તારો શુભેચ્છક પિતા

**રતના પરભા ઢાલગરના આશીર્વાદ.**

પત્ર પૂરો થયો. તેમાંની દરેક લીટી તલવારરૂપ લાગી અને પવનના ઝપાટાથી વૃક્ષો જેમ ઉથલી પડે તેમ નવલચંદ અને દુર્ગા મૂર્છા ખાઇ ભોંય ઉપર પડયાં. લોકો કોલાહલ કરવા મંડયાં. પ્રેમકોર મોચીની છોકરી એ નક્કી થયું. નવલચંદને તો નાણું ન્યાત અને નારી ગઇ તથા વધારામાં ફજેતી લુંટાઇ, તેથી જમીનપર લોટનાં

લોટતાં અનેક તરેહના વિલાપ કરી છાતીમાથાં ફૂટવા લાગ્યા. છેવટ થાકીને સાંઝ પડતાં લોકો વેરાઇ ગયાં અને નવલચંદ તથા તેના કુટુંબે આખી રાત રોકકળમાં કાઢી. દિવસ ઉગતાં નવલચંદે વહુનો પત્તો મેળવવા ચોતરફ માણસો દોડાવ્યાં, ઠેર ઠેર તાર કર્યા, દરબારમાં ફરિયાદ કરી, ત્યાંથી ઘટિત બંદોબસ્ત થયો. આ પ્રમાણે ઘણાંએ ફાંફાં માર્યા પણ કંઇ વળ્યું નહિ, જેથી કપાળે હાથ દઇ બેસી રહ્યાં પ્રેમ-ચંદને આથી ઘણો ખેદ થયો, ન્યાત જાતના લોકો અભાગીઓ કહી નિંદવા લાગ્યા, અને ગામમાં મોઢું બતાવવું શરમભરેલું લાગ્યું. તેથી તે ઠગારાઓની ખોળ કરવાના નિમિત્તે થોડા દિવસ બ્હાર જવાનું ધારી ગાડીએ ચઢી બેઠો. આ તાજુબી ભરેલો બનાવ ઘેરઘેર અને ગામે-ગામ પ્રસરી ગયો. ન્યાતવાળાઓએ એકઠા થઇ તેને ન્યાતબ્હાર મૂકયો. આ ઠરાવની સામા નવલચંદના સંબંધીઓએ વાંધો લીધો, અને જણાવ્યું કે જેમ નવલચંદે મજકુર કન્યા સાથે સંબંધ રાખ્યો હતો તેવોજ ઘણાખરાએ બલકે આખી ન્યાતે સંબંધ રાખ્યો છે. આથી બધી ન્યાત પાવન થઇ છે માટે તે તમામને અલગ રાખવા જોઇએ. આથી પંચમાં ઘણો ખળભળાટ થયો અને ચાર પાંચ દિવસ સુધી ચુંથાચુથ કરી ઉપલો ઠરાવ કાયમ રાખ્યો, પણ નવલચંદ પ્રેમ-ચંદનો સંસર્ગ નહીં રાખતાં ચોરાશી કોશની વનયાત્રા કરી આવી શાસ્ત્રોક્ત રીતે પ્રાયશ્ચિત કરાવી ન્યાતમાં દાખલ થવા આવે તો રૂ. ૧૫૦ દંડના લઇ તેની સાથે ભાણાવ્યવહાર રાખવાની શરત કરીને પંચ વેરાઇ ગયું. થોડા દિવસ પછી નવલચંદ તથા દુર્ગા જાત્રા કરી આવ્યાં ને પ્રાયશ્ચિત કરી તથા દંડ આપી ન્યાતમાં દાખલ થયાં. પ્રેમ-ચંદ ગયો તેની ન્યાતીલા સગાંએ તો શું પણ માબાપ સુદ્ધાંએ દર-

કાર કરી નહીં, ફક્ત તેની માના મનમાં પુત્રવાત્સલ્ય આવતાં તેને સંભારી સંભારીને મૂગું રૂદન કરતી.

એ રીતે પરહદની કન્યાના ભવાડાનો અંત આવ્યો અને પ્રેમચંદ પણ ઘણે ઠેકાણે રવડી રખડીને ખીસ્સુ ખાલી કરી ઘેર આવ્યો, પણ ઘેર તો માબાપે, સગાંએ કે મિત્રોએ ન્યાતની બીકે ઘરમાં પેસવા દીધો નહીં. તેથી પેટના પોષણને માટે આશ્રયની જરૂર પડી. એટલે ઉદ્યમને માટે ફાંફાં મારવા મંડયો, પણ તેને માટે ઘણા પ્રકારની હરકતો દીઠી. છેવટે વગર મુડીનો ધંધો—નોકરી ખોળવા મંડયો. પણ તેના જેવા અર્ધદગ્ધ ભણેલાનો કોણ ભાવ પૂછે! કારણકે આજકાલ તો નોકરીની કીંમત કોડીની પણ રહી નથી. બલકે નફ્ટ તરીકે નોકરી ગણાઇ છે. ભલભલા મ્હોટા ડીગ્રીઓ મેળવેલાઓ રખડતા ફરે છે, કે સાત આઠ રૂપીઆના પગારથી પોલીસમાં રહે છે, તો પ્રેમચંદનો શો આશરો!

નોકરી મેળવવા માટે તેણે ઘણે ઠેકાણે અરજીઓ કરી, ટીકીટ બીડી જવાબ માગતો, પણ ઘણુંખરૂં નકારમાંજ જવાબ આવતો, અને કેટલાકતો જવાબ આપવાની તસ્દી પણ લેતા નહીં. તેથી તે ખૂબ ગભરાયો. પણ એવામાં વિલાસપુરની મ્યુનિસીપાલીટીને જોઇતા કારકુનો માટેની જાહેર ખબર એક વર્તમાનપત્રમાંથી તેના વાંચવામાં આવતાં તે જગો મેળવવા અરજ કરી. તેમાં છેવટે રૂ. ૭ સાતની વિલાસપુર તાબાના અધર્મપુર મહાલમાં કારકુનની જગો મળી. ગામડામાં સ્વતંત્ર નોકરી મળવાથી તે અજ્ઞાન માણસો ઉપર રોફ બતાવવા લાગ્યો; અને લગાર પાણી ઢોળાય કે સહેજ કાદવ થાય તો દંડ કરાવવા મંડયો. આથી લોકોને તેની ખુશામત કરવાની જરૂર પડી. જેથી

ખુશામતીયા મિત્રો ઉભરાવા માંડયા એટલે પ્રમાદે પ્રવેશ કરતાં સરકારી કામના અખાડા થયા. તાબામાં બીજો માણસ નહીં, કારકુન પટાવાળો કે અમલદાર જે ગણો તે પોતે એકલોજ હતો, તેથી તે બહુજ કંટાળવા લાગ્યો, અને થોડા દિવસ પણ આનંદથી ચાલેલો ઘરસંસાર યાદ આવવા માંડયો. વિધુરપણાના દુઃખનો પૂરેપૂરો અનુભવ થયો. મરતાં સુધીએ કન્યા ન મળે તેવાં વાંઢાઓની વિટંબણા, વિલાપ અને વિહારીના વિસ્મયકારક વૃત્તાંતની પૂરેપૂરી ખબર પડી, એટલુંજ નહીં પણ નઠારા–કુપાત્ર મિત્રોની સોબતમાં પડવાથી મદ્યપાન વગેરે અનેક વ્યસનો ગળે બંધાયાં. આથી નોકરી તરફ દિવસે દિવસે બેદરકાર રહેવા લાગ્યો. તેથી તેના વિરૂદ્ધ અનેક અરજીઓ થઇ, તેનો તપાસ થતાં તે દોષિત ઠર્યો અને નોકરીથી બરતરફ થયો. પછી એવા કુછંદે ચડયો કે ગમાર પોતાની ઉંચ જ્ઞાતિનું ભાન ભુલી જઈ નીચ જ્ઞાતિમાં વટલાઇ ગયો. એ રીતે કન્યાવિક્રયના પાપે ભાણે ખપતી કન્યા લાવવાના રીવાજે તથા નવલચંદના અવિચારી ઉતાવળા ઉમંગે પ્રેમચંદને ઘરબાર, ન્યાત, જાત, અને મનુષ્યપણા રહિત બનાવ્યો. આખરે "રાંડયા પછીના ડહાપણ" ની પેઠે તેને કન્યાવિક્રય ઉપર બહુજ કાળ ચઢયો. તેનું હૃદય ઘણું ઉશ્કેરાયેલુ રહેતું, તે કન્યા વિક્રયના અનુયાયીયોને હજારો શાપો દેતો અને પોતાની થયેલી બુરી દશા માટે ઘણોજ પ્રસ્તાવો કરતો, પણ તેથી શું વળે!

પ્રેમચંદના વટલી ગયાના સમાચાર કેટલીક મુદતે નવલચંદ તથા દુર્ગંધાને મળતાં તેમણે ઘણોજ કલ્પાંત કર્યો. છોકરે નામ બોળ્યું–કપુત પાકવાથી કૂળને કાળો ડાઘ લગાડયો–એ વિચાર દુઃસહ લાગ્યો અને આવા નામબોળુ અંગારારૂપ દીકરા કરતાં જન્મોજન્મ વાંઝીયા રહેવું

એ સારૂં એમ ખાતરી થઈ, દુર્ગંધાએ તો અત્યંત વિલાપ કર્યો કે અરેરે! દીકરા તું મારા પેટે આવો ક્યાંથી પાકયો? દીકરા! તેં મારૂં કૂળ વગોવ્યું! હાય હાય! તારા કરતાં તો પથ્થર પેટ પડયો હોત તો આજે આટલો બધો ખેદ થાત નહીં! રે દીકરા આ કરતાં તો તું કૂવે પડયો હોત, અથવા ઝેર ખાઇ મૂઓ હોત! તો મને આટલી લાગણી થાત નહીં, એમ કહી રોવા તથા માથું કુટવા મંડી. ખરેખર વડીલોના કીર્તિસ્થંભોને ઝાંખ લગાડે એવા કપૂત પુત્ર કરતાં નખ્ખોદ જાય, વંશ ન રહે એજ વધારે સારૂં એમ જાણી પૂર્વે પ્રસિદ્ધ થયેલા નામાંકિત કરોડપતિ વિમળશાહ નામના વણિકે નખ્ખોદ માગ્યું હતું એ તેમની દીર્ઘદૃષ્ટિજ બતાવી આપે છે. વળી હિતોપદેશમાં પણ કહ્યું છે કે:—

સ્ત્રીને વખતે ગર્ભસ્રાવ થાય તે ઉત્તમ, અથવા તેને ત્યાગવી એ સારૂં, અથવા તે વાંઝણી રહે તો તે આનંદમય અથવા મુએલું બાળક અવતરે તે પણ ઠીક, કે ગર્ભમાંજ છોડ રહીને ગર્ભ રહેજ નહીં તે સારૂં, પણ ધનવાળો કે કુળવાન પણ સદ્‌વિદ્યા વગરનો કુલાંગાર પુત્ર અવતરશો નહીં.

આવો કપુત પુત્ર પોતાને પાકયાથી પતિપત્નીએ હમેશાં સોરી સોરી શરીર ખાખવત કરી નાખ્યું, અને પુત્રના આવા કર્મથી બીચારી દુર્ગંધાએ તો વિલાપ કરી કરીને દેહ છોડી દીધો.

# પ્રકરણ ૧૮ મું.

## સ્વદેશસેવા એજ ખરો ધર્મ છે.

બીજે દિવસે લક્ષ્મીએ મેનાની સાથે થએલા વાદવિવાદની સવિસ્તર હકીકત વખત મળતાં ગુણસાગરને કહી અને વધારામાં કહ્યું, "સ્વામીનાથ ! ખરેખાત ઇંગ્રેજી વિદ્યાએ, ઇંગ્રેજોનું અનુકરણ કરવાના ખોટા મોહે, તો આપણા સંસારમાં બેહદ સડો પેસાડી દીધો છે; નહીં તો એક મેના જેવી આર્ય મહિલા આટલી હદ સુધી ઊછાંછળી બને ખરી કે ? આવી નકલ કરવાની ટેવનો અટકાવ ન થાય વારૂ !"

ગુણસાગર—દેવી ! તમને ખબર નહીં હોય કે આ હતભાગ્ય હિન્દમાં અંગ્રેજોની નકલ કરવાની નબળી પ્રકૃતિ એટલી હદ સુધી પ્રસરી ગઇ છે કે હવે તેનો અટકાવ કરતાં ઘણો વિલંબ લાગવાનો. અંગ્રેજી નીતિ રીતિની નકલ કરવા કરતાં બાહ્યાડંબર–ટાપટીપની નકલ હાલના યુવાનોમાં એટલી બધી વધી ગઇ છે કે તેનો અટકાવ તો શું ! પણ તેમાં દિન પ્રતિદિન ઓર વધારો થતો જાય છે. હાલ તો જ્યાં જુઓ ત્યાં આપણા યુવાન છેલા લાલાઓને પાટલુન, ટોપી અને સ્ટીકનોજ ચસ્કો લાગેલો છે ! તેઓએ આપણાં પાઘડી, અંગ-

રખાં અને પોતીયાને દેશવટો દીધેલો છે, એટલે તેવાઓને તો આપણા જેવા પોતીયાંદાસોને જોઇ હસવું આવે છે અને પોતે બુટ પાટલુન ટોપીથી ચમક ચમક ચાલવામાં કેવા શોભિતા દેખાય છે તે જોઇ મનમાં અતિશય હરખાય છે. વળી તે શોભામાં વધારો દાખવવા માટે મોંમાં ચીરૂટ (બીડી) તો જોઇએ જ જોઇએ. વળી તે સાથે તબીયત (મગજ) ગરમ રાખવા કંઇ પીણું પણ જોઇએ જ, પણ તેનો તો ક્યાં તોટો છે ? આ અને બીજાં શહેરોમાં હોટેલોનો રાફડો તો એટલો બધો ફાટેલો છે કે, ચકલે ચકલે આડંબરયુક્ત બે પાંચ હોટેલોનાં પાટીયાં હોય જ હોય. એટલે લટકાળા લાલે પાટીયું વાંચી સટાક દઇને રોફબંધ અંદર જઈ ચાયકા હુકમ દે દીયા, એટલે ભાડુતી નોકરો, જેમને લાલાજીની નાતજાત જાણવાની ઓછીજ દરકાર છે તે તો, બે પાંચ મીનીટ પહેલાં રોફબંધ આવી કોળી કે તેથી પણ નીચ પી ગયેલ તેજ પ્યાલોરકાબી વીંછળ્યું ન વીંછળ્યું કરી દીધી હાથમાં, એટલે લાલાજી પોતે બ્રાહ્મણ વણિક જેવી ઊચ્ચ કોમના છતાં સ્પર્શાસ્પર્શની કિંચિત્ પરવા રાખ્યા વિના—તેના તત્વની પણ દરકાર કીધા વિના માત્ર ગરમ અને ગળપણ મળ્યું એટલે આનંદ માની ગટગટાવી જઈ રોફબંધ ચાલ્યા જાય છે. વળી ચકલા સુધી પણ ન જઇ શકે તેવાઓને માટે પોળે પોળે ગરમાગરમ ચાયની બુમો પાડતા પોરીયાઓનો ક્યાં તોટો છે ? એટલે એ ચાયનું તો પૂછવુંજ શું ! હાલના ઘણાખરા યુવાનો ઉપર જણાવ્યા પ્રમાણે વિદેશીઓના સારા ગુણનું અનુકરણ નહીં કરતાં માત્ર મોજશોખના અનુકરણમાં અંજાઇ ગયા છે, એજ આ હતભાગ્ય હિંદની અધોગતિનું મૂળ કારણ છે. ખરેખાત આવી વાંદરનકલને માટે શાણા વિદેશીઓ

આપણને અંતઃકરણમાં ફિટકાર આપે તેમાં કંઈ ખોટું નથી, અને ખરેખર તેવી વાંદરનકલ કરનારાઓ તેવા ફિટકારને પાત્ર જ છે, છતાં હાલના ન્હાના મ્હોટા કેળવાએલા યુવકોનાં નિર્વીર્ય મગજો આવી વાંદરનકલ કરવામાં એટલી હદ ઉપર ચઢી ગયા છે, કે હવે સ્વાત્માભિમાન, સ્વદેશાભિમાન, સ્વાત્મગૌરવ સર્વને બીલકુલ ભુલી ગયા છે. વિદેશીઓ આપણને ફિટકાર આપે છે, છતાં આપણી આંખ ઉઘડતી નથી એ ઘણું ખેદકારક છે! આપણી લાગણીઓ એટલી બુઠ્ઠી થઇ ગઇ છે કે તે વિષે આપણને જરાએ શરમ આવતી નથી. એક પ્રજા નિર્વીર્ય થયા પછી ખરેખર તેને માનાપમાનનો વિચાર જ રહેતો નથી. તેના તાજા દાખલા રૂપે દુનિયાં આપણને આગળ ધરે છે, અને તે વ્યાજબીજ છે. એવા વખતમાં બીચારી મેના જેવી અર્ધદગ્ધ અબળાનો શો દોષ કાઢવો ?

લક્ષ્મી—નાથ! ત્યારે મારા ધારવા પ્રમાણે હાલ ભારતી માતા અવનતિના શિખર નીચે કચડાએલી તો ખરી જ ને! ઉન્નતિકાળમાં આટલી શોધો અને સ્વર્ગ જેવાં સુખ હતાં ?

ગુણસાગર—દેવિ! ચઢતી પડતીના કાળચક્રે કોઇને છોડયું નથી. અસ્તોદય તો સર્વને માથે ખરો જ. થોડી સદીઓ પ્હેલાં આ નિર્ભાગી હિન્દનો ઉન્નતિકાળ હતો, તે વખતે તેનો વ્યવહાર કેવો નીતિનિપુણતાથી ચાલતો હતો! કેવી સુલેહ વ્યાપી રહી હતી! અને અનેક ગુણોથી ભરેલા નવા નવા ગ્રંથો રચાયા હતા! આ બધુ ચિત્તવૃત્તિની સ્થિરતાનું પરિણામ હતું. જે વખતે વનસ્પતિ અને બીજા દૈહિક દ્રવ્યના ગુણ મુકરરર થયા હશે તે વખતે રસાયણ અને પ્રયક્કરણ વિદ્યા મોજુદ હશે જ. તે વખતે કલ્પનાશક્તિ અને અવલોકનશક્તિ

કેવું કાર્ય બજાવતી હતી તે જાણુવાને આપણું ખગોળ સંબંધીનું ઉંચું જ્ઞાન અપૂર્વ દષ્ટાંત પૂરૂં પાડે છે. પણ વખતે એમ માની લઇએ કે આજના જેવાં સાધનો ન્હોતાં. તે છતાં એ વખતે જે જે ગણત્રીઓના નિયમો મુક્ર્રર થયા છે તે આપણા પ્રાચીન પૂર્વજોની અજબ શક્તિ પુરવાર કરે છે. આપણા પૂર્વજો ગણિત જાણતા હતા, ભૂમિતિમાં કુશળ હતા, અને નાવિક વિદ્યા તો આપણા ઘરની જ હતી. વૈદક કળા, રસાયણ કળા, અસ્ત્રશસ્ત્ર કળા, શીલ્પ કળા, સાહીત્ય અને દરેક ઉદ્યોગ હુન્નરનાં સર્વ મૂળતત્વો આ દેશમાં ઘણા પ્રાચીનકાળથી માલૂમ પડયાં છે. આ બધી બાજૂઓ ભારત અને તેનાં તનુજોની કીર્તિનો કોટ ઉભો કરે છે. એવું ભારતનું દિગ્દર્શન યથાવિધિ ગવાય છે.

લક્ષ્મી—સ્વામીનાથ! આ હિન્દમાતા અને તેના પુત્રો જ ચઢતીપડતીના કાળચક્ર નીચે ચગદાયા છે, કે કોઇ બીજા દેશો પણ તેના ભોગ થઈ પડયા છે?

ગુણસાગર—દેવિ! દેશ મૂકી પરદેશ તરફ દષ્ટિ પ્હોચાડીશું તો મીસર દેશની અચળ કીર્તિ ત્યાંના પીરામીડ નામના મિનારા બતાવી આપે છે. એ મીસરદેશ વિદ્યાકળામાં આગળ પડતો હતો એટલુંજ નહિ, પણ ઘણા કાળ સુધી તેણે એશીઆ યુરોપનો વેપાર ચલાવ્યો હતો. વળી તે દેશના વિચારવંત માણસો દેશપરદેશ જઇ હુન્નરકળાનો અદલોબદલો કરવામાં એક્કા હતા. જે કાળે તેઓ દેશપરદેશના હુનરો શીખી લાવી પોતાના દેશનો વધારો કરતા, તેજ વખતે તેમની ચઢતી સ્થિતિ હતી. ઇરાન દેશની કળાઓએ રંગભૂમી યથાવિધિ દીપાવવામાં બાકી રાખેલ નથી. જે ચીન દેશના કામ અને

કળાઓનાં આપણે હંમેશાં ગીતડાં ગાઇએ છીએ, તે ચીનદેશ હમણાંના જેવો એદી નહોતો પણ ઉદ્યાગી હતો. આથી સમજાય છે કે જાગતાનો દિવસ અને ઊંઘનાની રાત છે. જાગતો પ્રકાશ પાડી શકે છે અને ઊંઘતો અંધકારમાં દટાઇ જાય છે. અરેબીઆ (અરબસ્તાન) જગતના ઇતિહાસમાં અમર થયું છે. એ પ્રજાએ આખા દેશમાં ફરીવળી મ્હોટાં રાજ્યો સ્થાપ્યાં છે. એની ભવ્ય શહેનશાહત પડી ભાગવાનાં આંગઉપાંગ જોઇએ તો માત્ર વિલાસ મોજશોખ અને પ્રમાદ જ માલૂમ પડશે. એ તો શું પણ યુરોપના સ્પેન અને પોર્ટુગાલ દેશના લોકો પણ હુન્નરઉદ્યાગમાં આગળ વધ્યા હતા. આજે ઇંગ્લાંડ અને જર્મન પ્રજા કેવા વૈભવવાળી બની છે! એ વૈભવ સતત મેહેનતવડે જ પ્રાપ્ત થયો છે. આપણા ધર્મશાસ્ત્રો પણ એજ સૂચવે છે કે—"જેવાં કર્મ કરો તેવાં ફળ ભોગવો." મુઠ્ઠીભર ઇંગ્લાંડના લોકો! નાનકડા ટાપુના એકલડોકલ શું વિશાતમાં ગણાય! પણ એ ઇંગ્લાંડના લોકો દુનિયામાં સર્વથી વધારે આબાદ થઇ વેપારમાં અગ્રેસરપણું ભોગવે છે. એ બધું પરિશ્રમ વિના થતું નથી. જર્મની-દેશ યુરોપખંડના મધ્યબિંદુમાં હોવાથી તેની પ્રજા ચોગરદમથી દબાતી હતી. પરંતુ ઐક્યતા અને ઉદ્યોગ વડે બધી પ્રજા ઉપર દાબ રાખે છે એટલું જ નહી પણ યુરોપની સુલેહનો આધાર તેનાપર રહેલો છે. આપણો દેશ હાલ જે આસ્ટ્રીયા દેશની ખાંડ ખાય છે એ દેશના એક રાજાએ ભીખારીઓને સખ્ત શિક્ષા કરવાનો હુકમ કર્યો હતો. એટલું જ નહી પણ ભીખારીઓને વર્કશોપમાં કામે લગાડી દેવાનો કાયદો કર્યો હતો, તેથી એ પ્રજાની ઉન્નતિ થઇ. અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસ જોઇએ તો ત્યાં રાત ને દિન કારખાનાં

ચાલે છે, માણુસો જંપીને સૂઇ રહેતાં નથી. એ કારણથી જ આબા-દીના શિખરે બીરાજે છે. આવી રીતે જે માણુસો કે પ્રજા ઊંઘને વશ ન થાય, પણુ પોતે ઊંઘને કેદ કરે એજ પ્રજાની ઉન્નતિ થાય એ ચોક્કસ છે! જુઓને, આપણી નજીકના આ નાનકડા જાપાનનીજ વાત કરોને ! ન્હાનો શો જાપાન! અને વિશાળ રૂશીયન શહેનશાહ! બીલાડી અને વાઘ! અરે! કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી! તેની સરખામણી થઇ શકે જ કેમ ! તે છતાં ઉદ્યોગ, પરિશ્રમ અને કેળવણીથી એ ન્હાનો જાપાન દેશ વિજયી થયો છે, અનેદિનપ્રતિદિન વેપાર, કારખાનાં ઉદ્યોગ વગેરેમાં ઉન્નત થઇ જામતો જાય છે. ત્યાંની પ્રજાનો ઉદ્યોગજ બતાવી આપે છે કે જે પ્રજા ધંધારોજ-ગારમાં મચી રહે તેની અને તેના દેશની અવસ્ય ચઢતી થાય જ એમાં નવાઇ નથી. આથી એમ તો નક્કી થાય છે કે ફત્તેહનું સૂત્ર કહો કે તત્વજ્ઞાન કહો તે સર્વ ઉદ્યોગજ છે.

લક્ષ્મી—ત્યારે આ ઉપરથી એમજ સમજવું કે દરેક દેશ અને પ્રજાની આર્થિક સ્થિતિ સુધારવા સારૂ વેપારઉદ્યોગની અભિવૃદ્ધિ કરી તેનો ઉદ્ધાર કરવો જોઇએ. પણ આપણી હુન્નરકળાનું નામ-નિશાન પણ કયાં છે કે તેનો ઉદ્ધાર થઇ શકે !

ગુણસાગર—છે, છે, દેવિ ! હજુ આપણી હુન્નરકળા ઠેઠ પાતાળે પેશી ગઇ નથી હો ! પણુ જે હાલ કાયમ છે તે અને બીજા દેશોના ઉદ્યોગમાં અતિશય તફાવત છે. પણ તે તફાવત એવો તો નથી જ કે ભાગી ન જ શકાય, પ્રયત્નથી સઘળું સાધી શકાય છે. એ બધું છતાં માત્ર આપણા પ્રમાદના પ્રબળ કારણોને લીધે દિનદિન ગરીબ સ્થિતિએ આવી પડીએ. શું તે થોડું ખેદકારક છે ?

આ ભારતવર્ષ કે જેને એક વખત સોનાની ખાણુ અને રત્નોનો ભંડાર જાણી પઠાણો મુસલમાનો અને અંગ્રેજ વગેરે વિદેશી રાજાઓ પોતાના દ્રવ્યનો ભંડાર ભરવાને પોતાનાં ઘરબાર ત્યાગ કરી વારંવાર આક્રમણુ કરી રહ્યા હતા, અને જેના ધનથી ધનવાન બનતા હતા, એજ ભાગ્યહીણુ દેશની આજે એવી હાલહવાલી થઇ છે કે, જેની અવદશા ઉપર વિદેશી યાત્રાળુઓને, વિદ્વાન મહાપુરૂષોને અને દયાળુ હૃદયના નિષ્પક્ષપાતી ઉદાર ગૃહસ્થોને આ દેશની દુરવસ્થા ઉપર વિવેચન કરી અધોગતિનાં કારણો જણાવવાની જરૂર જણાઇ છે। દેવિ। તમે જાણોછો કે આપણો દેશ ઘણી કુદરતી વસ્તુ ઉત્પન્ન કરી શકે છે ? અનાજ, ધાતુ, રૂ, ઇત્યાદી બીજા દેશમાંથી કોઇ વસ્તુ આવે નહિ તોપણ જરૂર પડે નહીં; પરંતુ ભારતવર્ષના કમભાગ્યે અને વેપારી લુટને લીધે આ દેશમાં ઉત્પન્ન થતી કાચી વસ્તુઓ પુનર્જીવન પામી આ દેશમાં આવી તેના ચારગણા દામ ઘસડી જાય છે. એથીજ આ દેશની આ દુર્ભાગ્ય અવસ્થા થઇ એમ કહીએ તો ખોટું નથી. આપણા દેશનું જેટલું અનાજ વિદેશ જાય છે, તેટલુંજ આ દેશમાં રહે તો ત્રણ ત્રણ દુકાળ પડવા છતાં પણુ દુકાળનું દુઃખ જણાય નહીં. દુઃખવાર્તા એ છે કે સર્વ વસ્તુઓ સ્ટીમર મારફતે વિદેશ જાય છે, જેથી ત્યાંના રહેવાસીઓ આ દેશની વસ્તુઓ વડે મોજ કરે છે, ત્યારે તેજ વસ્તુઓના વિયોગે આપણુને દુકાળનું વિકાળ દુઃખ ભોગવવું પડે છે. વળી આ દેશમાં જેટલું રૂ ઉત્પન્ન થાય છે, એટલું રૂ વિદેશમાં ન જતાં અહીંજ રહે અને તેનાં કપડાં પણુ અહીંજ વણાય તેમજ તે કપડાં અહીં અને પરદેશમાં વેચાય, તો તેથી કેટલો બધો લાભ થાય ? એક તો આ દેશના ખેડુતોને

ભાવ સારો મળે, કપડાં વણનાર કારીગરોને કમાઇ ચાલે, હુન્નરને ઉત્તેજન મળે, તથા પ્રજાને સસ્તે ભાવે કાપડ મળે. વિલાયતી માલ ઉપર જકાત હોવાથી એ જ રૂનાં વિલાયતથી બની આવતાં કપડાંનાં બે ત્રણ ગણાંનાણાં આપવાં પડે છે તેમ થાય નહીં. પણ વો દિન કહાં ! આપણા દેશીઓ પાંચ દશ રૂપીયાની નોકરીની ધુસરી પસંદ કરશે, પણ હુન્નરકળા બુદ્ધિ જ્ઞાનનો વેપાર પસંદ પડશે નહીં. લોકો દિવસે દિવસે એવા વિચિત્ર બુદ્ધિના થતા જાય છે કે દેશમાં ઉત્પન્ન થતી વસ્તુઓને માન ન આપતાં વિદેશી વસ્તુઓને ગ્રહણ કરે છે. આથી ધનનો નાશ થવાથી દેશ કંગાલ થઈ જાય છે. માટે લોકો દેશી વસ્તુઓ તરફ પ્રેમ રાખી દેશની ઉન્નતિ માટે યત્ન કરે તો 'ભિક્ષાન્દેહી' થવાનો વખત આવે નહીં.

લક્ષ્મી—મારા વ્હાલા ! ત્યારે એવા દારિદ્રયથી પીડાતા આપણા દેશની ઉન્નતી થવાને માટે કાંઇ ઉપાયો કરવાની જરૂર તો ખરી જ ને !

ગુણસાગર—હા. ખરી જ. પણ એ જરૂર તે બીજી કોઇ નહીં, પણ આપણા દેશના વિદ્વાન યુવાનોએ વિલાયત, જાપાન અને અમેરીકા વગેરે વિદ્યાહુન્નરમાં આગળ વધેલા દેશોમાં જઇ ઉદ્યોગનાં નવા નવાં સાધનો શોધી લાવવાં તેમજ આપણા મુંબાઇના મ્હોટા શાહ વેપારી તાતાએ વેપાર અને હુન્નરકળાને માટે જબરજસ્ત સખાવત કરીને જેમ બેંગલોરમાં "તાતા રીસર્ચ ઇન્સ્ટીટયુટ" સ્થાપ્યું છે, તેવી અનેક સંસ્થાઓ સ્થાપી નવા નવા ધંધા ખીલવવાનાં સાધનો ધનવાન ગૃહસ્થોએ ઉભાં કરવાં, તે જ છે.

લક્ષ્મી—આ ઉપરથી એમ તો નક્કી થાય છે કે, દરેક માણસે સ્વદેશની ઉન્નતિનું સૂત્ર લક્ષમાં રાખી ઉદ્યોગ કરવાનો છે. કેમકે સ્વદેશની સેવા એજ ખરી સેવા છે. ફ્રાન્સના સ્વદેશ પ્રેમી મહાત્મા નેપોલીયન, ઇટાલીના દેશોદ્ધારક ગેરીબાલ્ડી અને આપણા વૃદ્ધ પિતામહ દાદાભાઇનું અનુકરણ કરી દેશને જીંદગી અર્પણ કરવાનો વખત આવ્યો છે. કેમકે કહ્યું છે કેઃ—

> નથી વિદ્વતા વાપરી દેશદાઝે,
> નથી વાપરી પાઈ જો લોકલાજે;
> નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
> વૃથા જન્મ ખોયો કરી શી કમાણી.

ગુણસાગર—શાબાશ દેવિ શાબાશ? તમારા હૃદય ઉપર મ્હારા વિવેચને સજ્જડ અસર કરી જણાય છે હો ! નિરર્થક ગયું નથી. હવે તમે બરાબર સમજ્યાં કે દેશના ભલાને માટે દરેકજણે ધંધો-હુન્નર શીખી તૈયાર થવા વિદેશ જવાની જરૂર છે. માટે તમને જણાવું છું કે અન્ય વિદ્વાનોની માફક હું પણ વિદેશ જવાની ઇચ્છા રાખું છું અને તેમાં ફક્ત તમારી સલાહની જરૂર હતી, તે તમે દેશની જરૂરીયાત સમજ્યાથી અનાયાસે મળ્યા જેવું થયું છે, એટલે મારો ઉત્સાહ વધારે જાગ્રત થયો છે. વિદ્વાનો પોકારી પોકારીને કહે છે કેઃ—

( આજ આવી રાજ હજુરમાં, એ ગઝલનો રાહ. )

> જેણે સેવા કીધી સ્વદેશની, તેના જન્મને ધન્ય ધન્ય છે;
> જેણે દેશદાઝ દીલે ધરી, તેના જન્મને ધન્ય ધન્ય છે.

જેણે શોધખોળ કરી ઘણી, આપી સુપ્રસાદી કળા તણી;
કુદશા સ્વદેશી તણી હરી, તેના જન્મને ધન્ય ધન્ય છે.
લખી લેખ લોકહિતાર્થના, ભાખી ભાષણો પરમાર્થના;
જેણે માર્ગ ખોદ્યા અનર્થના, તેના જન્મને ધન્ય ધન્ય છે.
જેણે દીન દુઃખીજનો હિતે, જ્ઞાન હુન્નરો વધવા નિત્યે;
ધન વાવર્યું હસતા ચિત્તે, તેના જન્મને ધન્ય ધન્ય છે.
દુઃખી દેખી દેશીઓને જરી, ધરી લાગણી દીલમાં ખરી;
જેણે યુક્તિથી વિપત્તિ હરી, તેના જન્મને ધન્ય ધન્ય છે.
જેણે દેશહિતે શીર આપીયું, કષ્ટ દેશી વીરોનું કાપીયું;
દેશદ્રોહી સૈન્ય સંતાપીયું, તેના જન્મને ધન્ય ધન્ય છે.
પર પંથની તથના તજી, નિજ ધર્મકર્મનીતિ ભજી;
જેણે પુણ્યલક્ષ્મી ભલી સજી, તેના જન્મને ધન્ય ધન્ય છે.
જેણે શ્રેષ્ટ કૃત્ય કરી વળી, પૂર્ણ ચંદ્રજ્યોતી સમી ભલી;
કીર્તિ મેળવી અતિ નિર્મળી, તેના જન્મને ધન્ય ધન્ય છે.

લક્ષ્મી—અરેરે! સ્વામીનાથ આ શું! સ્વદેશની સેવા બજાવવાની સર્વની ફરજ છે એ ખરૂં! પરંતુ આપ મને નિરાધાર વિયોગી કરી વિદેશ જવાનું કહો છો?! તે તો મને અસહ્ય થઇ પડે છે! માટે એ વાત મારી આગળ કરશો નહીં. સ્વદેશની સેવા માટે ઘરબાર કુટુંબકબીલો સર્વસ્વનો વિયોગ થાય તો તેની દરકાર નથી, તે ખમીશ; પણ આપનો વિયોગ મ્હારાથી સહન થઇ શકશે નહીં, માટે એ સબંધી કાંઇ બોલશો જ નહીં.

ગુણસાગર—દેવિ! તમારા જેવી સારાસારનો વિચાર કરનાર આર્ય મહીલાના મુખમાંથી નીકળતા ન છાજતા ઉદ્દગારો સાંભળી

મને આશ્ચર્ય થાય છે અને એક મહાત્માનું વચન યાદ આવે છે કે "ભારત તનુજોની અધોગતિ કાંઇ એક જ વાતે નથી, ધર્મની, કર્મની, વિદ્યાની, ઉદ્યોગની, સંસાર અને વધારામાં વધારે આર્ય સ્ત્રીઓની, એ પ્રકારે બધી વાતે અધોગતિ છે, પછી આપણે ઉન્નત કેમ થઇએ?" અહાહા! એક વેળા વૈદિક ધર્મકર્મ, શિષ્ટાચાર, વિદ્યા, કળા, અને આર્યની સંસાર ઉન્નતિ સમગ્ર વિદેશી લોકોનાં ચિત્તને હરણ કરતી હતી. પરંતુ આજે એથી તદ્દન ઉલટું જ જોવામાં આવે છે. અનેક જનોની જીવનવૃત્તિ જુઓ તો ઘણું કરીને ભિક્ષાવૃત્તિ કે નોકરી! વેપાર જુઓ તો કન્યાવિક્રય કે સાટાંનો? વિદ્યા, આચાર તે તો જેમ બને તેમ ધર્મથી કે અધર્મથી પૈસા પેદા કરવામાં જ વપરાતા! સંસાર વ્યવહારની સ્થિતિ તો કાંઇ વિચિત્ર જ! સ્ત્રીઓને ભણાવવી એ મહા પાપ છે! બાળલગ્ન કજોડાં એ તો વડીલોપાર્જીત! રોવું કુટવું ને ફટાણાં એ બે જાણે બાપ દાદાનો વારસો! તેમાં જો જરા આઘું પાછું થાય તો ફુટ લેઇ દંડ થાય! આવી દશા વીશમી સદીમાં આવી પડી છે. તેમાંથી તારવા–ઉદ્ધારવા પૂર્વના દ્રોણાચાર્ય, ભીષ્મ, અર્જુન, કૃષ્ણ રામચંદ્ર અને મધ્યકાળના શિવાજી અને પ્રતાપરાણા જેવા વીરરત્નો હાલ ક્યાં છે? ગાર્ગી, મૈત્રેયી, સીતા, તારા, અને અનસૂયા જેવી સન્નારીઓનાં સ્મરણ કરતાં તથા તેમની સાથે હાલની સ્ત્રીઓનો મુકાબલો કરતાં કોનું હૃદય ચરચર નહીં બળે વારૂં? માટે આપણે આપણી માતૃભૂમિના આપણા ઉપરના થએલા ઉપકાર ભૂલી જઇ તેનો બદલો સેવા કરીને નહીં વાળીએ તો આપણે કૃતઘ્ની કપૂત અને નાલાયક પુત્રોના વિશેષણને યોગ્ય ન કહેવાઇએ?

લક્ષ્મી—સ્વામીનાથ! આપનું કહેવું વ્યાજબી છે, આપના

સ્વદેશસેવાના સિદ્ધાંતની આડે આવવા માગતી નથી, પરંતુ આપ વિદેશ નહિ જતાં દેશમાં જ રહી નોકરી કે અન્ય ધંધો કરી દેશનું ભલું કરવા મથન કરો તો ન બને ?

ગુણસાગર—દેવિ ! નોકરી સ્વીકારી બીજાઓની માફક ગુલામગીરી વહોરી લેવા તથા પેટ માટે મારૂં નશીબ વેચવા રાજી નથી. હાલ તો બી. એ. અને એમ. એ. ની કીંમત બાર અને પંદર રૂપીઆ અંકાય છે, તો એવું ગણતર વિનાનું ભણતર આપણું અને આપણા દેશનું શું દારિદ્રય ફીટાડનાર છે ! હાલ તો હિંદને માટે સ્વાર્થત્યાગ કરનારા વીર નરોની જરૂર છે. માટે દેવિ! તમારે તો જાપાની સ્ત્રીઓની માફક સ્વદેશાભિમાન રાખી તેમનું અનુકરણ કરી મ્હારા સ્વદેશસેવાના ઉત્સાહને ઉત્તેજીત કરવાની જરૂર છે. ધન્ય છે તે સ્ત્રીઓને કે પોતાના દેશને માટે લડવા મરવા જતા ખાવીંદોના ચિત્તને સ્થિર રાખવા કેટલીકે ઘણા દિવસનો સ્નેહ તોડી છૂટાછેડા આપ્યા ! જન્મભરનો બંધાએલો સ્નેહ એકપળમાં કાપી નાંખ્યો ! ધણીના રૂબરૂ મરણશરણ થઈ ! તેવી રીતે તમે તેમનું અનુકરણ કરો અને ન ભૂલવાનું ભૂલી જઈ, મ્હારા ઉત્સાહને ઉત્તેજીત કરી ખુશાથી રજા આપો.

લક્ષ્મી ઉત્સાહમાં આવી બોલી—સ્વામીનાથ! આપનું હૃદય મેં જાણી લીધું. ભલે આપ સ્વદેશની સેવા ખાતર જ્હાય ત્યાં પધારો, તેમાં મ્હારી ના નથી. હવે હું સઘળુ સમજી છું. મ્હારૂં ગમે તેમ થશે તોપણ સર્વ શોકને શક્તિરૂપ ધારી જીતી, વજ્ર જેવું કઠીણ હૃદય કરી, શોક ભૂલવા પ્રત્યન કરીશ. છતાં મ્હારૂં ગમે તેમ થાઓ, પરંતુ ભારતભૂમિની સેવા બજાવવા શ્રવણ જેવા થાઓ. ઈશ્વરી આકર્ષણથી પરવશ થએલા શરીરને અસહ્ય થતી તીવ્ર વેદનાથી શુષ્ક થતા હૃદય

ઉપર કાબુ રાખી ભવિષ્યના પરિણામને જગતકર્ત્તાને સોંપી હું કહું છું કે આપ ખુશીથી વિદેશ વિચરી હૃદયઉત્સાહ પૂર્ણ કરો, તેમાં હું આડે આવીશ નહીં. પણ આપ માતુશ્રી તથા મ્હોટા ભાઈની આજ્ઞા લેશો જ એમ ધારૂ છું.

ગુણસાગર—હા, તેમની આજ્ઞા તો લેવાની જ. એમ કહી તે તેમની પાસે ગયા.

પ્રિય બંધુઓ, મ્હોટાભાઈ અને માતુશ્રીએ ખુશીથી રજા આપી હશે તેમ ધારશો નહીં. તેમણે પણ કેટલીક વખત સુધી આનાકાની કર્યા પછી છેવટે મહાપ્રયાસે માતુશ્રી મંદવાડમાંથી ઉઠયા પછી જવાની રજા મળી, અને થોડા દિવસે તેમની તબીયત ઠીક થયાથી યુરોપ અમેરીકા જાપાન વગેરેનું પર્યટન કરવા તે તૈયાર થયો.

# પ્રકરણ ૧૯ મું.

## ગુણસાગરનું વિદેશગમન.

માતુશ્રીના મંદવાડને આરામ થતાં બેસવાઉઠવા હરવાફરવા જેટલી શક્તિ આવી એટલે પ્રસંગ લેઈ ગુણસાગરે વિદેશ જવાની દરખાસ્ત રજુ કરી. તેમાં પ્રથમ આનાકાની થતાં સૌનાં મન મનાવી સમજાવી બહુ મતે મહા શુદ ૨ નું મુહૂર્ત ઠરાવ્યું.

દિવસો ઉપર દિવસો જતાં ઠરાવેલી મુદત અગાઉ સઘળી તૈયારી

કરી રાખી અને વિદેશ વિચરવાના દિવસે પ્રભાતમાં હમેશના કરતાં જરા વ્હેલો ઉદયો. આ વખતે બ્હાર જોતાં રાતનો અમલ ઉતરવાની તૈયારીમાં હતો. અરૂણુદેવે સોનાની કુંચીવડે પૂર્વ દિશાનો દરવાજો ઉઘાડી સૂતી દુનિયાને કામે વળગવાનો વખત થયો છે એમ જાહેર કર્યું. બીલાડીને દેખી ઉંદર નાસી જાય-સંતાઈ જાય, એમ તારાઓ એક પછી એક પોતપોતાનું મોઢું સંતાડવા લાગ્યા, અને ચંદ્ર તો ઊગ્યોજ ન્હોતો, એટલે ઝાંખું ઝાંખુ અજવાળું જણાતું હતું. દેવ-સ્થાનમાં દેવને જગાડવા નોબતો અને શંખ વાગવા લાગ્યા. ગરીબ લોકોના ઘરમાં ઘંટીના અવાજ સાથે દળનારીના ગાયનનો અવાજ મિશ્રિત થયેલો જણાતો હતો. ચાલાક લોકો પથારીમાંથી ઉઠી દાતણ-પાણી કરી પોતાના ધંધા ઉપર જવાની તૈયારી કરતા હતા. કેટલાંક સ્ત્રીપુરૂષો પ્રભાતિયાં ગાઇ આનંદ જણાવતાં હતાં. લક્ષ્મી પણ વ્હેલી ઉઠી નાહી ધોઇ તૈયાર થઇ પતિના કામમાં મદદ કરતી હતી. ગુણ-સાગર પણ નાહી ધોઈ નિત્ય નિયમની સેવાપૂજા કરી જમવાની તૈયારી કરતો હતો, એવામાં જોડેની મેડી ઉપર એક જુવાન સ્ત્રી નીચે લખેલું ધોળ સુસ્વરથી ગાતી હતી તે સાંભળી તે દંપતી છાનાં રહ્યાં, અને તેમાં રસ પડવાથી તે પૂરૂં સાંભળવા લક્ષ પરોવ્યું.

( માંમેરૂ મોંઘા મૂલનું—એ રાગ. )

સુણો સમજુ સકળ નરનારીયો;
મોટા શિયળ તણો મહિમાય—શિયળ પાળો સ્નેહથી.
જે કોઇ શિયળ સારી રીતે સાચવે,
સરવે સફળ મનોરથ થાય. શિયળ.
સોના રૂપાની શોભા ન સમજીએ,

શોભા સરસ શિયળ શણુગાર. શિયળ.
જેવાં નકટાંને ભૂષણુ નાંખીયાં,
તેવાં શિયળ વિના નરનાર. શિયળ.
વધે લાજ અધિક ઠીક લોકમાં,
પરલોકમાં મુક્તિ પમાય. શિયળ.
સુખસંપત્તિ શિયળથી સેવીએ,
રીઝે જગકર્તા જગરાય. શિયળ.
માટે શિયળ સર્વે વિધે સાચવો,
તજો કામી હરામીનો સંગ. શિયળ.
જરીએ ડરીએ ન મરણુનો ડર ધરી,
ભારે ડરીએ શિયળ થતાં ભંગ. શિયળ.
તજી લાજ બેઅદબી ન બોલીએ,
નહિ ડોલીએ મદગર્વે મ્હાંય. શિયળ.
નીચી નજરે સરળ ચિતે ચાલીએ,
હાંસી મશ્કરી કરીએ ન કાંય. શિયળ
ફાટી આંખે ફરે જે કોઇ ફાતડા,
તેનું દાટીએ માટીમાં મુખ. શિયળ.
તજવી તજવી સોબત નિત્ય તેહની,
જેણે લજવી જનેતાની કૂખ. શિયળ.
ભણુવુંગણુવું તો તેહનું ધન્ય છે,
જેણે કૂળને લગાડયો ન ડાઘ. શિયળ.
ભણીગણીને જે શિયળ ન સાચવે,
એના ભણુતરમાં ઉઠી આગ. શિયળ.

હૈયાફુટા બોલે બોલ હાંશીએ,
દેખી ફાંસીને નાશીએ દૂર. શિયળ.

શિક્ષા સુંદર દલપતરામની,
જાણી કામની શીખો જરૂર. શિયળ.

ધોળ પૂરેપૂરું સાંભળ્યું, ગુણસાગર અને લક્ષ્મી ખુશી થયાં. ગુણસાગરે કહ્યું. વાહ, વાહ, આ ધોળ કેવું મઝાનું કહ્યું ? દરેક સમજુ સ્ત્રીઓને હૃદયમાં કોતરી રાખવા જેવું છે. દેવિ ! આ ધોળમાં જે જે વર્ણન કર્યું છે તે દરેક સાધ્વી સ્ત્રીને જેબ આપે તેવું છે. વાહ ! આ રસીયણ સ્ત્રી મ્હારૂં મન વર્તી જાણે ગાતી ન હોય, તે પ્રમાણે લાગે છે. આથી મારા હૈયામાં હર્ષ માતો નથી. શિયળ સાચવવા વિષે બે બોલ હમણાં જ હું તમને કહેવાનો હતો, પણ આ ધોળમાં તમામ ભાવાર્થ આવી ગયો છે એટલે વિવેચન કરી વખત ગુમાવતો નથી. પણ કહું છું કે દેવિ ! દરેક માણસને, તેમાં વિશેષે કરી સાધ્વી સ્ત્રીને શિયળ એ માથાનો મુગટ અને હૈયાનો હાર છે. શિયળ વગરનાં માણસોના બીજા તમામ સદ્‌ગુણો સૂર્ય વગરના ગ્રહમંડળ કે લવણ વિનાના ભોજન સમાન છે. તેથીજ પ્રાચીન કાળમાં સતી સ્ત્રીઓએ પોતાના શિયળનું જીવ કરતાં અધિક જતન કર્યું હતું. તેનાં અનેક દ્રષ્ટાંતો આપણને અસલી ગ્રંથોમાંથી મળી આવે છે, સીતા સરખી સુકોમળ સન્નારીએ શિયળનું સંરક્ષણ કરવા માટે જ લંકાના રાજા રાવણનો અતિશય ત્રાસ સહન કર્યો હતો. શિયળ સંરક્ષણ માટે જ હજારો અબળાઓ અગ્નિના ભોગ થઇ પડી હતી, અને તેના માટે જ પ્રાચીનકાળની સ્ત્રીઓએ સતી

થવાના ચાલને મહત્વનો ગણ્યો હતો. એ આપણે સારી પેઠે જાણીએ છીએ.

લક્ષ્મી—સ્વામીનાથ ! આપના કહેવાનો ભાવાર્થ હું પૂરેપૂરો સમજી ચૂકી છું. આપ મ્હારી જરાએ ચિંતા કરશો નહીં. પ્રભુ સરખો ધણી છે, તેણે ઘણી નિરાધાર અબળાઓનું અણીને વખતે રક્ષણ કર્યું છે, તેમ તે મ્હારૂં પણ રક્ષણ કરશે જ. માટે આપ નચિંત રહો.

ગુણસાગર—દેવિ ! જોજે હો ! આ ઘરબાર, કુટુંબ, વાડી, માતુશ્રી વગેરે સર્વે ત્હારા ભરોંસા ઉપર મૂકુ છું. માટે ત્હારા શરીર ને શિયળની સાથે તેમનું પણ જતન કરજે. માતુશ્રીને મ્હારો વિયોગ જણાવવા દઇશ નહીં. તને કાંઇ કહેવું પડે તેમ તો નથી, તોપણ કહું છું કે તેમની બરોબર તાબેદારી ઉઠાવી આશીષ લેજે હો !

લક્ષ્મી—સ્વામીનાથ ! અહીંની જરાએ ફીકર કરશો નહીં. મ્હારી વિદ્યા તથા જ્ઞાનને કસોટી પર ચઢવાનો વખત આવ્યો છે, તે હું બરાબર સમજું છું. પ્રાણનાથ ! મ્હને બીજી સ્ત્રીઓની માફક નાદાન સમજશો નહીં. માટે સર્વે ચિંતા તજી આપના શરીરનું સંરક્ષણ કરતાં સ્વધર્મ સાચવી સુયશ પ્રાપ્ત કરી વ્હેલા પધારજો.

ગુણસાગર—વ્હાલી, દેવિ ! અત્યારે તો હું ઘણોજ કૃતઘ્ની બની, તને નિરાધાર મૂકી માતૃભૂમિને તારવા–ઉદ્ધારવા અર્થે, મ્હારા દેશબંધુઓના ફાયદા માટે, વિયોગ વેઠું છું, તેમાં પ્રભુ સહાય કરે એટલે બસ. જોકે આજ સુધી તો મને વિયોગનું કાંઈ દુઃખ લાગતું નહીં, પણ અત્યારે ત્હારા પ્રેમનું-વિયોગનું બરાબર ભાન થાય છે. પણ લાચાર.

લક્ષ્મી—મ્હારા વ્હાલા ! આ...મ્હને-દુષ્ટને તો કાંઇ થવાનું નથી. તેમજ અહીં તો સગાંવ્હાલાં ન્યાતજાત વગેરેમાં મ્હને કશી હરકત પડવાની નથી. વિયોગ તો પ્રાણીમાત્રને અસહ્ય થઇ પડે, તોપણ માતૃભૂમિને માટે સઘળું સહન કરીશ. તે બાબત આપ બેફીકર રહેજો. એમ કહી બીજા કાર્યમાં પ્રવૃત્ત થઇ. ગુણસાગર પણ સ્વસ્થ થયો અને માતુશ્રી મોટા બાઇ વગેરે આવ્યાથી તેમની સાથે વાતચીતમાં ગુંથાયો. થોડીવારે વખત થતાં અન્ય સગાં મિત્રો વગેરે મંડળ આવી પ્હોંચ્યું, એટલે શુભ શુકન જોઈ વહાવ થયો. વૃદ્ધ માતુશ્રી, કુબુદ્ધિચંદ, વગેરે ભાગોળ સુધી વળાવવા ગયાં, ત્યાં ઉભા રહી સર્વને મળ્યો, જેશ્રીકૃષ્ણ, જેગોપાળ, પાયે લાગુ, વગેરે વિવેકપૂર્વક શબ્દોવડે દંડવત્ કર્યા. વળાવવા આવનારાંઓ પણ જેમ જેને ઘટે તેવી રીતે શાખામણ અને સૂચના કરવા મંડી પડયાં. છેવટે માતુશ્રીને મળતાં તેમનો વાત્સલ્યપ્રેમ ઉભરાઈ આવ્યો, હૈયું ભરાઇ ગયું, તેથી દયાર્દ્ર હૃદયે મહા પ્રયાસે ગદગદ કંઠે માથે હાથ મૂકી બોલી, “ બેટા ! જોજે ! પરદેશનું કામ છે માટે બહુ સંભાળીને ચાલવાનું છે, ત્યાં ઘણાંક દર્શનીય શહેર જોવામાં આવશે, નવા નવા પ્રકારનાં માણસો મળશે, તેમનો એકદમ વિશ્વાસ કરશો નહીં. વિદ્યા અને લક્ષ્મીમાં એ દેશોની બરોબરી કોઇ કરી શકે તેમ નથી. બાઈ ! વિદ્વાન વર્ગ પણ ત્યાં અધિક મળશે. માટે તેમની પાસેથી જે કાંઇ વિશેષ ગ્રહણ કરવાનું હોય તે સઘળું ત્યાં છે. ઇશ્વર કૃતિનું, સૃષ્ટિસૌંદર્યનું દર્શન તમને ત્યાં થશે. પરંતુ લુચ્ચા શઠ પુરુષોથી સાવચેતી રાખજો, ઠગાતા નહીં. હું ધારૂં છું કે ત્યાંની નવી દુનિયામાં ચિત્ત ચોંટશે, ચિત્ત પ્રફુલ્લિત રહેશે, નવીનતા જોઇને ખંત

સ્વરૂપ લાગશે. દરીયા કિનારા વગેરેની આનંદમય સુખદ હવાથી શરીર પણ તંદુરસ્ત થશે. વિદ્યાવાળો પ્રદેશ જોઇ અંતઃકરણ આનંદ પામશે. વિદ્વાન વર્ગ, શ્રેષ્ઠ વર્ગ, શ્રીમંત અને રંક લોકો જોવામાં આવશે. એ બધાથી અમારો વિયોગ ભૂલિ જજો અને શરીર સાચવી કામકાજ કરજો. વળી નિયમિત પત્ર લખવાને ભૂલશો નહી. ભાઇ! વધુ શું કહું? અમારી ફીકર કરશો નહીં અને પાછા વ્હેલા આવજો." એટલું કહેતામાં માતુશ્રીનું હૃદય નરમ થયું. આંખમાં અશ્રુ ભરાઈ ગયાં, ગુણસાગરને પણ માતુશ્રી લક્ષ્મી વગેરેને માટે તર્કવિતર્ક થતાની સાથે ખિન્નતા વ્યાપી અને તેના આવેશમાં માતૃભૂમિને અશ્રુબિંદુનો છંટકાવ કર્યો. મ્હોટા ભાઇએ પણ જળ અને સ્થળની મુસાફરી બાબત સંક્ષિપ્તમાં વિવેચન કરી શીખામણ દીધી. એ રીતે સર્વેના મનનું સમાધાન કરી આજ્ઞા માગી, રેલ્વે તરફ વળ્યા. ટીકીટ અગાઉથીજ લઈ રાખેલી હોવાથી તે બતાવી અંદર દાખલ થયા, અને થોડીવાર પ્લાટફોર્મ ઉપર આમ તેમ ફરતાં ગાડી આવતાં તેમાં બેઠા. આશરે પાંચેક મિનીટમાં ગાડી ઉપડવાની ગાર્ડની સીસોટી થતાં 'આવજો આવજો'ના પોકાર વચ્ચે તે અદૃશ્ય થયો.

વિદેશ તરફ રવાને થયાને લગભગ બે ત્રણ માસ થયા પછી અકસ્માત્ ડોશીને મંદવાડ થયો અને તે કાળજવર થતાં સ્વધામ પધાર્યાં. એટલું જ નહીં પણ થોડી મુદતે કુબુદ્ધિચંદની સ્ત્રી પણ એ કાળના મુખમાં ફસાઈ પડી. આથી થોડા દિવસમાં લક્ષ્મી અને કુબુદ્ધિચંદ બંને એકલાં થઇ પડયાં.

ડોશીના મરણથી લક્ષ્મીને બહુજ વસમું લાગ્યું, ઘર ઉજડ

વેરાન જેવું જણાયું. આથી એકલી અબળા બહુજ ગભરાવા લાગી; પણ હૈયું કઠણ કરી વિચાર કર્યો કે, હે જીવ! આ શું! આવા વખતે બીજી સ્ત્રીઓની માફક મ્હારે પણ રડવું! અરેરે! શાણ તો મ્હારામાં અને બીજી સ્ત્રીઓમાં ફેર શો? મ્હારી વિદ્યાનું સાર્થક શું? તેથી ફાયદો શો! વિદ્વાનો કહે છે કે ભણેલાંના ધર્મ, નીતિના ગ્રંથો, સાથી છે, જીવતાજાગતા મિત્ર છે, વિયોગ ભૂલવાનું ઠેકાણું છે; અરે! સદ્‌ગુણ શિખવનાર શિક્ષક છે. માટે મારે પણ તેજ રસ્તે વખત કાઢવો ઉચિત છે. એમ વિચારી ઇશ્વરભક્તિમાં સાવધ રહી પતિના નામનું સ્મરણ કરતાં સારા સારા ગ્રંથો વાંચી તેનો સાર ગ્રહણ કરવા લાગી. નિર્વાહ માટે તો ચિંતા રાખવા જેવું નહોતું, એટલે અગાઉની સતી સ્ત્રીઓનાં ચરિત્ર વાંચી આડોશપાડોશની સ્ત્રીઓ ભેગી કરી પ્રસંગોપાત દૃષ્ટાંતથી ઉપદેશ કરવાનું કામ ચાલતું કર્યું. વળી તે સાથે વૈદક જ્ઞાનનાં પુસ્તકો વાંચી વિચારી અનુભવ કરી માંદાની આવજત અને યોગ્ય ઉપચાર કરવાનું આરંભ્યું. એકંદરે સાધુ જન, અરે વિદુષી બાઈના જેવું અનુકરણીય વર્તન ચલાવી કાળક્ષેપ કરવા મંડી. તે સારી રીતે જાણતી હતી કે, માત્ર બ્હારથી જ સંસારસુધારો, રાજદ્વારી સુધારો અને હુન્નરકળાનો વધારો કરવાથી દેશ આબાદ અને સુખી થઈ શકવાનો નથી, પણ પ્રથમ [illegible] સુધારો વધારો કરવાની જરૂર છે, કેમકે સર્વ સુધારાનું મૂળ સ્ત્રીકેળવણી જ છે. આ હિંદની અધમ દશાનાં મૂળ કારણો તપાસીશું તો આબાદીનો મૂળ આધાર સ્ત્રીકેળવણી ઉપર જ રહેલો રહેલો છે. પ્રખ્યાત મહાત્મારૂપ ફ્રાન્સના નેપોલીયન બોનાપાર્ટ પણ કબુલ કરે છે કે અમારો દેશ અને અમો આટલી ઉંચી સ્થિતિપર

આવ્યા તે સઘળો પ્રતાપ અમારી માતાની કેળવણીનો જ છે. આ અનુભવી પુરૂષનું વાક્ય કેટલું સત્ય છે, તે હમણાં આપણે ઇંગ્લાંડ, અમેરીકા, વગેરે દેશોથી પ્રત્યક્ષ જોઇએ છીએ. એ દેશોની સ્ત્રીઓ વિદ્યારૂપી અમૃત જળનું પાન સંકટ વેઠીને પણ કર્યા વિના રહેતી નથી; તો તેના પ્રતાપવડે તેઓ પોતાનાં સંતાનોના હૃદય ઉપર સહેલથી જ્ઞાનની છાપ બેસાડી દે છે. તેથી એ દેશના લોકો વેપાર, હુન્નરકળા અને રાજદ્વારી સુધારામાં ઘણા આગળ વધીને વૈભવ ભોગવે છે. વળી બુદ્ધિ આદિ બીજા ગુણોમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ કંઇ ઉતરે તેમ નથી તેના અનેક દાખલા આપણા દેશના ઇતિહાસમાંથી મળી આવે છે. અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, મંદોદરી વગેરે સતી રત્નોએ પોતાની ઉત્તમ બુદ્ધિ અને પરાક્રમ વડે પોતાના મહાન્ ગુણોની ઓળખાણ જગત્‌ના લોકોને આપી છે; વળી વીર રજપુતાણીઓએ તો પોતાના કોમળ અંગ પર સખ્ત લોઢાના બખ્તરો પહેરી હાથમાં શસ્ત્ર પકડી યુદ્ધના રણમાં ઝુકાવ્યું છે. તે બધું સ્ત્રીકેળવણીનું જ પ્રાબલ્ય છે. માટે મ્હારા સ્વામી દેશના ઉદ્ધારાર્થે વિદેશથી પધારે તેટલા વખતમાં હું પણ દેશમાં રહીને મ્હારી વિદ્યાનું કાંઇ પણ સાર્થક કરૂં તો કંઇ ખોટું નથી, એમ ધારી સ્ત્રીકેળવણીની વૃદ્ધિ થાય તેવો ઉપદેશ ને ઉપાય કરવા લાગી. આવી રીતે લક્ષ્મીએ પોતાની બ્હેનોના સુધારા અને સુશિક્ષણ માટે અસ્ખલિત પ્રયત્ન કરવા માંડ્યો, જેથી ચારે તરફ તેની લાયકાત માટે વાહ વાહ થવા માંડી. લોકો તેનાં તથા તેના માબાપનાં ઘણાં વખાણ કરવા લાગ્યાં અને ગુણસાગરને આવું સુંદર રત્ન પ્રાપ્ત થવા માટે ધન્યવાદ આપવા લાગ્યાં. આમ કરતાં કરતાં બે ત્રણ વરસ વ્યતિત થયાં.

એટલામાં ગુણસાગર પણ બ્હાર દેશાવર જે હુન્નર ઉદ્યોગનું જ્ઞાન મેળવવા ગયેલા તે પણ સારૂં જ્ઞાન મેળવી પાછા ફર્યા. તેમણે સ્વદેશમાં આવી એક કાપડસુતર કાંતવાની મીલ કાઢી. પોતે આ સંબંધે પૂરેપૂરા માહીતગાર હોવાથી મીલ ધમધોકાર ચાલવા માંડી. તેમની મીલનું કાપડ દેશ પરદેશમાં પંકાવા લાગ્યું, તેથી મીલને ઘણો ફાયદો થયો. ગુણસાગરે બ્હાર દેશાવર હુન્નર ઉદ્યોગનું જ્ઞાન સંપાદન કરવા જનારને માટે સ્કોલરશીપ વગેરેમાં ઘણી સારી રકમ ખરચવા માંડી. લક્ષ્મીએ પણ સ્ત્રીસુધારણા માટે એક સંસ્થા ઉભી કરી અને તેને તનમનધનથી મદદ આપવા લાગી, જેથી આ દંપતીની ખ્યાતિ ઘણી ફેલાઇ. લક્ષ્મી હમેશાં સંસ્થામાં જઇને સ્ત્રીઓની ઉન્નતિ વિષે યોગ્ય ચર્ચા કરતી, તેમ ગુણસાગર પણ તેમને તેમના આરંભેલા કાર્યમાં દરેક રીતની સગવડ કરી આપવાને ચૂકતા નહીં. વળી સ્ત્રીઓની ઉન્નતિ માટે તે હમેશાં કહેતા કેઃ—

સ્ત્રીઓને અયોગ્ય પરતંત્રતામાંથી મુક્ત કરી સ્વતંત્રતા આપવી, એ એક તેમની ઉન્નતિ માટે સબળ ઇલાજ છે. તેમને નુકશાનકર્તા રૂઢીબંધનની સાંકળમાં અયોગ્ય રીતે બાંધી રાખવાથી, તેમના પર અયોગ્ય અંકુશ મૂકવાથી, દાસીની માફક તેમની પાસેથી કામકાજ લેવાથી, તેમની કુદરતી લાગણી અને ઇચ્છાઓનું અપમાન કરવાથી, તેમને પરવશ, દબાયલી, અજ્ઞાન, નિર્બળ, નિર્માલ્ય, ને તાબેદાર રાખવાથી, અને વધારે પડતી પરતંત્રતાથી, તેમની સ્વાભાવિક બુદ્ધિ ને મળેલી સુવિધા કટાય છે, અનુભવ ઓછો થાય છે, આળસ વધે છે, દુર્ગુણ દાખલ થાય છે, નિષ્પક્ષપાતપણામાં અને નિસ્પૃહીપણામાં ખામી આવે છે, એકલપેટાનો દુર્ગુણ દાખલ થાય

છે, મન સાંકડું થતું જાય છે, સદ્‌ગુણ વિકાસ પામતા નથી, "ભ્રાતૃભાવ" એટલે સર્વ એકજ પિતાની પ્રજા—ભાઇભાંડુંજ—છીએ એ સુવૃત્તિ નષ્ટ થાય છે, અને તેમની બુદ્ધિ તથા તેમના ગુણ પોતાના ઘરખુણીઆ રહેઠાણ મુજબ ઘરખુણીયાં જ થાય છે.

તેમની તન્દુરસ્તી, સૌંદર્ય, સદ્‌ગુણ, અને જ્ઞાનની વૃદ્ધિ અટકાવવામાં, તેમની ઉન્નતિ અટકાવવામાં, પરતંત્રતા અને રૂઢી પ્રથાનો જુલમ સબળ ને મ્હોટું કારણ થઇ પડ્યું છે; કારણકે પરતંત્રતાથી તેમની માનસિક, શારીરિક, નૈતિક અને આધ્યાત્મિક કુદરતી શક્તિઓનો વિનાશ થાય છે.

વહુવારૂઓને શ્વસુરપક્ષ તરફથી વિશેષ દાબમાં પરતંત્ર રાખવામાં આવે છે. તેમને કહે ત્યારે જમવું, પૂછે એટલું જ બોલવું, ઓઢવું, પહેરવું, જવું આવવું, કામકાજ કરવું, બેસવું ઉઠવું, સર્વ કોઈ બાબતમાં વધારે પડતુ પરતંત્ર રહેવું પડે છે.

આપણી સ્ત્રીઓને પાંજરાના પક્ષીની માફક પૂરી મૂકવામાં આવે છે, એટલે જ્ઞાતિભોજન, ગરબા કે લગ્ન જેવાં પ્રસગોમાં વધારે છૂટથી આનંદ કરે છે. આવા પ્રસંગોમાં, આવા મેળાવડામાં સ્ત્રીઓના હૃદયમાં જે આનંદ, જે સ્વતંત્રતા છવાયલી હોય છે, ચ્હેરાપર મ્લાનતા, મ્લાનિને બદલે જે ઉમંગ ભર્યો ઉત્સાહ પ્રસરી રહ્યો હોય છે, તેનું એજ કારણ છે કે મનુષ્યમાત્ર તો શું પરંતુ પશુપંખી પણ સ્વતંત્રતાને ચાહે છે. પુરૂષો પોતે નાટકોમાં, કલબોમાં, અને મિત્રમંડળોમાં રાત્રીના કેટલાક કલાક વ્યતીત કરે, અનેક જાતની મોજમજા ભોગવે, સ્વતંત્રતાની મોજ લે; અને સ્ત્રીવર્ગને ઘરમાં જ કેદીની માફક કેદ કરી રાખે, વિશેષ દાબ ને અંકુશમાં રાખે, અને અયોગ્ય રીતે

દાસીની માફક, મજુરની માફક, કામમાં જ ક્યરે, એ ન્યાયથી ઉલટું જ છે. તો તેવો અન્યાય છોડી ન્યાયને રસ્તે વળવું, એ દરેક સુજ્ઞ પુરૂષની ફરજ છે. સ્ત્રીના ઉગતા ડહાપણને, ખીલતી બુદ્ધિને, પરતંત્રતામાં કચરી ન નાખતાં યોગ્ય સ્વતંત્રતા ભોગવવા દેવી એમાં સ્ત્રી-પુરૂષ ઉભયનું હિત જળવાયલું, સમાયલું, છે.

ઉદ્ધતાઈ અને ખરી સ્વતંત્રતા એમાં આસમાન જમીનનો ફરક છે, અને તેજ અનુસાર અત્રે ખરી તેમજ યોગ્ય સ્વતંત્રતા માટેજ લેખકનો આશય છે. સ્ત્રીઓ પોતાના હૃદયના ખરા ઉભરાઓ પતિ પાસે કાઢી શકે, પોતાનું અંતઃકરણ વગર બીકે ઉઘાડી શકે, પોતાની અપેક્ષાઓ તેમજ ઈચ્છાઓ નિડરપણે પતિ પાસે જણાવી શકે, હરકોઈ બાબતમાં પોતાનો મત અભિપ્રાય ચ્ચોક સ્વવંત્ર રીતે આપી શકે, પતિનું સર્વદા સન્માન રાખે, પરંતુ અયોગ્ય રીતે ડરે નહિ, અને ગૃહકાર્ય, સંસાર વ્યવહારમાં પોતાની સ્વતંત્ર બુદ્ધિ ચલાવી શકે; એટલી સ્વતંત્રતા તેમને આપવાની ખાસ જરૂર છે.

કેટલાંક સ્વતંત્રતાનો ઉદ્ધતાઈ જેવો સાંકડો અર્થ કરીને કહે છે, કે આપણી સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાથી તેઓ પતિથી પણ સ્વતંત્ર બનવાની કોશીષ કરશે. પરંતુ એ શંકા અયોગ્ય અને અસ્થાને જ છે. કારણ કે કુલીન અને સમજુ પત્નીની ઇચ્છા પણ પતિથી જુદી થતી નથી. કેમકે પતિને અનુકૂળ તે પત્નીને અનુકૂળ અને પતિને પ્રતિકૂળ તે પત્નીને પ્રતિકૂળ, એટલે દરજજે તે પ્રેમાળ દંપતીનાં હૃદય સેળભેળ તન્મય બની ગયેલાં હોય છે. છતાં પતિથી જુદી ઇચ્છા કદાચ પત્નીને થાય

છે તો તે બેધડક મીહાશથી ઉઘાડી કરે છે, અને છેવટ બન્નેની ઈચ્છા એક સ્વરૂપ બની રહે છે.

જેટલી નુકશાની સ્ત્રીઓને પરતંત્ર રાખવાથી થાય છે, તેટલીજ નુકશાની ખોટા રૂઢીબંધનથી થાય છે. આપણામાં અનેક જાતની નુકશાની કરનારી જે રૂઢી-પ્રથા ફેલાઈ રહી છે, તેનો જુલમ નીહાળશો તો તમને તેનો કાંઇક ચિતાર આવશે. પ્રાણથી અધિક પતિપત્ની એકબીજાની બીમારીને સમયે, ભલે અંતઃકરણ છિન્નભિન્ન થઈ કપાઇ જતાં હોય પણ, મળી ન શકે, શરીર તપાસી ન શકે, યોગ્ય ઉપચાર કરી ન શકે ! સમજુ યોગ્ય વયની કન્યાનું સાત વર્ષના બાલક સાથે લગ્ન કરવામાં આવે કે મડાં સાથે મીઢોળ બાંધવામાં આવે, છતાં પણ માબાપને પુત્રી યોગ્ય વિનતી કરી ન શકે, તે આપણી રૂઢી ! જ્ઞાતિભોજનમાં ઘર વેચાઇ જાય, સંતતિને યોગ્ય કેળવણી આપવાનાં સાધનો ખૂટી પડે, છતાં જ્ઞાતિભોજન તો કરવું જ પડે; નિર્દોષ બાળાઓના હાથપગ પાકતાં કહાય જન્મભર ખોડ આવે, પીડા પામે, પણ છુંદણાં તો જોઇએ જ, એ આપણી રૂઢીપ્રથા ! આંબલીનાં પોતાં દાંતપર લાંબો સમય રાખવાથી આંચકી થઇ લગનવતી કન્યાનો જીવ જાય, પણ તેના દાંત તો લાલ કે કાળા જોઇએ જ ! હાથ પગ કે કેડ કોટ ગળી જાય કે ઘરેણાંને માટે બાળકોનાં ખુન થાય, પણ ઘરેણાં તો પહેરાવવાંજ જોઇએ, એ આપણો લોકાચાર ! બીમારીમાં રીબાઇ રીબાઇને મરવું પડે, પણ ડાક-ટરોની દવાથી અભડાઇ મરીએ માટે દવા ન પીવી, એ આપણી રૂઢી ! બાળક કન્યા લગ્નનો-રાંડવાનો અર્થ સમજ્યા પ્હેલીજ રાંડે અને વૈધવ્યનું અસહ્ય દુઃખ ભોગવે, છતાં દીકરીને ધર્મબંધન પ્રમાણે

તો પરણાવવી જ જોઇએ. એ આપણી રૂઢી ! જમાનાની સાથે સ્ત્રી કેળવણીની આવશ્યકતા જણાય, છતાં દીકરીને ભણાવવાથી લોકોમાં વાત થાય, એ આપણી રૂઢી ! વિલાયતગમનના ફાયદા જાણ્યા છતાં ત્યાં જનારને જ્ઞાતિબ્હાર મૂકી તેમની સાથેનો સર્વ વ્યવહાર બંધ કરવો ! એવી એવી અનેક પ્રકારની રૂઢી-પ્રથાના જુલમમાં આપણી પ્રજા સાથે સ્ત્રીઓ પણ કચરાય છે.

લોકઅપવાદથી નીડર બનો, ન્યાત ને દુનિયામાં વાત થાય એવો ખોટો ભય દૂર કરો; સુકાર્યમાં બીક શાની! જ્યાં સુધી અબળાઓના આચારવિચાર ઉપર અયોગ્ય અંકુશ મૂકવામાં આવશે, દાબ રાખવામાં આવશે, તેમનાં ઉન્નતિનાં સાધનોપર દબાણ રાખવામાં આવશે, તેમને પરતંત્ર રાખવામાં આવશે. અને યોગ્ય સ્વતંત્રતાનો લાભ આપવામાં આવશે નહિ, તથા ખોટી રીતે લોકથી ડરી જઇ તેમની મૂર્ખ ઇચ્છાઓ અને અજ્ઞાનતાના વિચારોથી બંધાઇ ગયેલા રૂઢીબંધનની બેડીથી સ્ત્રીઓનાં કોમળ પણ સમર્થ તનમન બાંધી મૂકવામાં આવશે, ત્યાં સુધી સ્ત્રીઓની ઉન્નતિ થવી સર્વદા અશક્ય છે.

આવા નુકશાન કરનારા રૂઢીબંધન અને સ્ત્રીઓને અયોગ્ય પરતંત્રના માટે સર્વ સુજ્ઞ મનુષ્યોએ પોતાનાં દ્વાર સજ્જડ રીતે બંધ જ રાખવાં જોઇએ, અને એ કદી પણ અયોગ્ય નહીં જ ગણાય. ઉપલી નુકશાનકારક પરતંત્રતા અને રૂઢી-પ્રથાએ આપણા સ્વદેશનું, આપણી સમાજનું, આપણા ગૃહસંસારનું, અને આપણી સ્ત્રીઓનું અનિષ્ટ કરવામાં બાકી રાખ્યું જ નથી; માટે કચરાપટીના ઢગલાની માફક ઉપરના રીવાજોને વિનાવિલંબે "બોયકોટ" કરી ફેંકીજ દેવા જોઇએ.

સ્ત્રીઓને યોગ્ય સ્વતંત્રતા આપવાથી તેમનાં મન તન અને સ્વાભાવિક શક્તિઓ પ્રફુલ્લિત થઇ ખીલી નીકળશે. તેઓ બળવાન, સૌન્દર્યવાન, ધૈર્યવાન, હીમ્મતવાન, સુદૃઢ, નિરોગી, બહાદુર, ઉદાર, બુદ્ધિમાન અને નીતિમાન થશે.

સ્ત્રીઓને તેમની યોગ્યતાના પ્રમાણમાં પરતંત્રતાના બંધનથી, નુકશાન કરનાર રૂઢીબંધનથી, ગેરવાજબી ને વધારે પડતા કુટુંબ-બંધનથી, મુક્ત કરી, કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ, અયોગ્ય અપેક્ષાઓ અને કલેશ–કંકાસ તથા કષ્ટમાંથી મુક્ત કરી, સ્વતંત્રતાની યોગ્ય ખૂબી ભોગવવા દેવી અને તેજ સ્વતંત્રતાનો ઉપયોગ કુટુંબનાં, સમાજનાં, દેશનાં, ખરાં કલ્યાણકારી કામો કરવામાં કરાવવો.

# પ્રકરણ ૨૦ મું.

## વિજયચંદનો વિજય અને વિટંબણા.

લક્ષ્મીના લગનના પસાર થયા પછી વિઘ્નસંતોષી જનોએ ટેકચંદ અને સુંદરની પુષ્કળ વાતો કરી અનેક પ્રકારની ગપો ઠોકી ગભરાવવાનો ઉદ્યોગ આદર્યો. લેણદારોને ઉશ્કેર્યા, ધીરનારને સમજાવી બંધ પાડયા, સરકારદરબાર સુધી પણ નિંદા અને મશ્કરી કરવાનું ચૂકયા નહીં. એમ જેમ જેને ફાવે તેમ ઉપાયો કરી કાયર કરવામાં બાકી રાખી નહીં. પણ આ

સમજુ દંપતી પ્રભુપર આધીન રાખી સઘળું મૂંગે મોંઢે સહન કર્યા જતાં, અને વિજયચંદ મોટો થતાં પોતાની આશા ફળીભૂત થશે, નિર્ધનતાને દેશવટો દેશે, એમ માની આશાના અર્ણવમાં તણાતાં હતાં, તથા પોતાની જાત મહેનતથી કોઇની પણ દરકાર :કર્યા વગર દરિદ્રતા સાથે યુદ્ધ મચાવતાં, જેમ જેમ આ દંપતી મધ્યમ સ્થિતિમાં પણ સંપ અને સંતોષથી આનંદ માની કોઇની પણ સ્પૃહા ન રાખવા લાગ્યાં, તેમ તેમ અદેખાઓનું અંતર લુહારની ધમણ પેઠે ધીખવા લાગ્યું અને તેમને સંતાપવામાં જરાએ કચાશ રાખી નહીં.

લક્ષ્મીના સાસરે ગયાથી ટેકચંદ અને સુંદર બંને દંપતીને ઘર ઉજડ જણાવા લાગ્યું, પણ " ઘોડો ઘોડારમાં અને દીકરી સાસરે શોભે " એ કહેવતને માન આપી બંને દંપતીએ પોતાના લાડકવાયા પુત્ર વિજયચંદને જોઈ મન વાળ્યું. વિજયચંદ અત્યારે લગભગ પાંચ છ વરસનો બાળક હતો, પણ સુશીલ માતાના હાથે ઉછરેલો હોવાથી ઘણો ચકોર હતો. એણે ઘરમાં ને ઘરમાં થોડું ઘણું શિક્ષણ મેળવ્યું હતું, એટલે તેને ગામમાં ચાલતી ગુજરાતી શાળામાં દાખલ કરાવ્યો. આથી શિક્ષણ અને માબાપની કેળવણીના સંયુક્ત બળે ઝપાટાબંધ તેનો અભ્યાસ વધવા માંડયો અને થોડી મુદતમાં હોંશીઆર ગણાયો. માસ્તરો અને ગામના કેળવાએલા લોકોનો તેના વિષે સારો મત બંધાયો, જેથી સૌ કોઇ તેને ઇંગ્રેજી કેળવણી લેવા હાઇસ્કુલમાં દાખલ કરવાની ભલામણ કરવા લાગ્યાં. પણ ટેકચંદ અને સુંદર સમજતાં કે વ્યવહારિક ભાષા ( ગુજરાતી ) ની અધુરી કેળવણીને લીધે કેટલાક જણ સંસારવ્યવહારિક જ્ઞાનમાં પણ અધુરા જણાય છે,

તે એટલે સુધી કે ઇંગ્રેજી કેળવણીનું ગમે તેટલું ઉંચું જ્ઞાન હોવા છતાં સંસારવ્યવહારમાં તેમનું અજ્ઞાનપણું જોઇને તેમને ભણ્યા પણ ગણ્યા નહીં, યાતો વેદીયા ઢોર, કે પોપટીઆ પંડિતનો ખેતાબ આપાને જ જગતના સંસારી જનો તેમની પુષ્કળ ચેષ્ટા કરે છે, એટલું જ નહીં પણ અનુભવ ઉપરથી સમજાય છે કે ઘરસંસાર તેમ જ લોકવ્યવહારની રીતભાતનું જ્ઞાન ઘરમાં વપરાતી સ્વભાષા મારફતે મળે છે તેવું પરભાષા મારફતે મળતું નથી. તે છતાં હાલમાં ઇંગ્રેજી સ્કુલો અને કોલેજોમાં દેશી ભાષાની કેળવણી તરફ જોઇએ તેટલું લક્ષ આપવામાં આવતું નથી, તેથી દેશી યુવકોને દુનિયાદારીના જ્ઞાનમાં અધુરા રહેવાથી દુનિયાદારીમાં પડતી કેટલીક વિટંબણાઓ ભોગવવી પડે છે, માટે પ્રથમ સ્વભાષાનું પાકું જ્ઞાન થયા પછી ઇંગ્લીશ ભાષાનું જ્ઞાન કરાવવું. આથી વિજયચંદને પ્રથમ ગુજરાતી ભાષાનું દુનિયાદારીના ઉપયોગ જેટલું પાકું જ્ઞાન કરાવ્યું અને પછી ઇંગ્રેજી સ્કુલમાં દાખલ કર્યો. ત્યાં પોતાની ગરીબ સ્થિતિનો વિચાર કરી આપબળે પત્થરની ભૂમિમાં માર્ગ કરી જેમ કેટલાક છોડ ઊગી નીકળે છે, તેમ આપત્તિઓને ન ગણી પોતાના અભ્યાસનો ઉન્નત માર્ગ કરી દીધો. પોતાના ઉપર પડેલા નિર્ધનતા રૂપી પત્થરને ફોડી પરાક્રમથી અનેક ઠેકાણેથી ઇનામો સ્કોલરશિપો વગેરે મેળવી લગભગ પંદર સોળ વરસની ઉમ્મરે તે મેટ્રિકમાં ઊંચે નંબરે પાસ થયો. પછી એક ધારાશાસ્ત્રીની પાસે એકાદ બે વરસ રહી કાયદાનો અભ્યાસ કરી તેમાં કુશળતા મેળવી અને પોતાને નોકરી ઉપર તિરસ્કાર—અભાવ હોવા છતાં પોતાની દીન અવસ્થાને માન આપી ઉદરના પોષણ અર્થે સુવર્ણપુરના દરબારમાં નોકર રહ્યો. ત્યાં પોતે નિર્ધન હોવા છતાં પણ પ્રમાણિક-

પણું, મ્હોટું મન, સત્ય, અને સંતોષાદિ ગુણો સાથે પોતાના હુશીઆરીથી રાજા પ્રજા ઉભયનો પ્રીતિપાત્ર બન્યો. ટેકચંદનો પોતાના પુત્રને એજ ઉપદેશ હતો કે " ભાઇ દુનિયામાં જન્મીને શું કીધું ? એ પ્રશ્ન હમેશાં યાદ રાખજે, કારણ કે મહા મહા વિદ્વાનો એજ કહે છે કે—

### શાર્દૂલ વિક્રીડિત.

કીધું ના સત્કાર્ય હામ ધરીને, ભક્તિ તણું ભાવથી;
લીધું ના 'પણ' દેશશ્રેય કરવા, દેશાભિમાની થઇ;
પીધું પીયુષ ના કદી પ્રણયથી, વિદ્યાવિનોદી જરી;
હા, હા ! કેવળ વ્યર્થ જન્મ વિતિયો, સૂતો પ્રમાદે ભરી. ૧

જીભેથી જરી ના કદી પર તણી, હિતેચ્છુ વાણી વદ્યો,
દીધું ના શુભ દાન રત્ન કરથી, લોભીપણામાં વલ્યો;
નેત્રે જોઇ ગરીબ જીવ નજરે, યત્નો કર્યા ના જરી;
હા, હા ! કેવળ વ્યર્થ જન્મ વિતિયો, સૂતો પ્રમાદે ભરી. ૨

ટાળ્યું ના જરીએ દરિદ્ર ભવનું, પાપો તજીને કદી;
ગાળ્યું ના મનનું ગુમાન અરિતા, સુબોધી વાણી વદી;
પાળ્યું ના શીલરત્ન યત્ન કરીને, ભોગે રહ્યો હા ઠરી;
હા હા ! કેવળ વ્યર્થ જન્મ વિતિયો, સૂતો પ્રમાદે ભરી. ૩

પંચેન્દ્રિ પરિપૂર્ણ પૂર્વદત્તથી, પામ્યો પૂરી સંપદા;
કીધું ના શુભ કામ જન્મી જગમાં, એમે ગયા દી બધા;
આગે છે હજી વખ્ત સખ્ત મુરખા ! ચેતી સદા ચાલ તું;
બાતુ લે ભરી સત્ય કૃત્ય કરીને, મોક્ષે પછી મ્હાલ તું. ૪

હિતેચ્છુ—જંગબાર.

માટે ભાઈ જેમ બને તેમ સુકીર્તિ સંપાદન કરવામાં અને સમાજનું શ્રેય થાય એ રસ્તે ચાલવામાંજ ઇશ્વર પ્રસન્ન રહે છે.

ખરેખર એ ઉપદેશને વિજયચંદે પણ પૂરેપૂરો ગ્રહણ કીધો હતો. સુવર્ણપુરમાં એકનિષ્ઠાથી નોકરી કરવાથી પછી ધીમે ધીમે વિ- ચંદની કદર થવા લાગી, થોડે થોડે પગારમાં વધારો થતાં પ્રમાણિકપણાથી તે મહારાજાશ્રીનો ઘણોજ પ્રીતિપાત્ર બન્યે તે ઠેઠ દીવાનના દરજ્જા સુધી ચઢ્યો. તે દરજ્જે પ્રમાણિકપણું અને બાહોશી બતાવવામાં કચાશ રાખી ન તે રાજાપ્રજા ઉભયનો ઘણોજ પ્રીતિપાત્ર બન્યો. સુંદર અને સુખનો સૂર્ય પૂર મધ્યાનમાં પ્રકાશ્યો તેથી તેમના આનં રહ્યો નહીં. આ વખતે જે સગાંસંબંધીઓ તેમનો દ્વેશ તેઓ હવે તેમની તાબેદારી ઉઠાવી હાજી હા કરવા રાજી રાખવામાં, પોતાનું સાર્થક સમજવા લા અને ટેકચંદ પોતાને આવા પુત્ર પુત્રી રૂપ રત્નો પ્રાપ્ત થ પ્રભુનો ઘણોજ આભાર માનવા લાગ્યાં.

## ઉપસંહાર.

પ્રિય વાચકબંધુઓ ! ૨૦ પ્રકરણથી આ થાય છે, એટલે આપણે હવે ફરીને પુસ્તકમાં આવેલાં પાત્રો માટે અવલોકન ઠીક ગણાશે. મુખ્ય પાત્ર લક્ષ્મી અને તેમજ મેના છે. એક કેળવાએલી અને સુ પોતાનું અને પોતાની બ્હેનપણીઓનું કેવું શ્રેય સાધી શકે છે, તે લક્ષ્મી જેવી વિદુષી પાત્રના વર્તન

સમજવામાં આવ્યું હશે. ન્હાનપણથી કુછંદે ચડેલી અશિક્ષિત બાળા પોતાની જાતને કેટલે દરજ્જે અધમ ગણીને કેવાં કેવાં નીચ કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તેમ છતાં તેને સુબોધનું ચિંતન કરાવનાર એક સુશીલ આર્ય મહીલાનો સમાગમ થતાં તે પોતાનું વર્તન કેવું સુધારી શકે છે, તે મેનાના વૃત્તાંતથી જાણવામાં આવશે. મેનાએ પણ લક્ષ્મીના સુબોધથી પોતાની ચાલ સુધારી, ને તે પવિત્ર વર્તન રાખી પોતાની બ્હેનપણીઓનું શ્રેય થાય તેમ કરવા લાગી. વળી સુશીલ અને કેળવાયેલાં માબાપનાં સંતાનો કેવાં સુશીલ પાકે છે, તે લક્ષ્મી અને વિજયચંદના વૃત્તાંતથી પૂરેપૂરૂં સમજાશે. ઉપરાંત એક વિદ્વાન પુરૂષને તેના જેવીજ સુશીલ કન્યા મળવાથી જનસમાજનું કેવું અને કેટલું શ્રેય કરે છે, તે ગુણસાગર ને લક્ષ્મીના વૃત્તાંતથી સમજવામાં આવશે. ટુંકામાં સુંદર અને ટેકચંદ બન્ને દંપતી પોતાને આવાં પુત્રરત્ન પ્રાપ્ત થયાં તે માટે આનંદમાં મહાલવા લાગ્યાં. ગુણસાગર અને લક્ષ્મીએ પોતાથી બનતું દેશહિતનું કાર્ય કરવામાં તનમનધનથી અસ્ખલિત પ્રયત્ન કરવા માંડયો, તેમજ વિજયચંદ જેવો સુશીલ માબાપને હાથે ઉછરેલો યુવક સુવર્ણપુરના દરબારમાં મહારાજાશ્રીનો અને રાજા–પ્રજા ઉભયનો ઘણોજ પ્રીતિપાત્ર બન્યો. તેના હાથે પોતાની જ્ઞાતિનું અને દેશનું ઘણું શ્રેય થયું. છબીલદાસ અને પાર્વતી પણ ગુણસાગર, લક્ષ્મી, વિજયચંદના વૃત્તાંતથી આનંદમાં ગરકાવ થઇ ગયાં અને સઘળાં પાછાં એક વખત શેઠ ટેકચંદના ત્યાં મી. વિજયચંદના વિવાહ પ્રસંગે એકઠાં થયાં, ત્યાં ઘણાજ આનંદમાં એકબીજાને હળીમળીને આનંદ કરવા લાગ્યાં, અને આવો સુખનો દિવસ પ્રભુએ બતાવ્યો માટે સઘળાં ભેગાં મળીને તેનો ઉપકાર માનવા લાગ્યાં. તે વખતે લક્ષ્મીએ આનંદમાં નીચેનું ભજન ગાયું તે સૌ ઝીલવા લાગ્યાં.

### રાગ ધન્યાશ્રી.

વંદીએ વાર હજાર, દયાળુ પ્રભુ, વંદીએ વાર હજાર. ટેક.

સુખના કર્તા, દુઃખના હર્તા, જગતજનોના આધાર,
જળનું સ્થળ તું કરે પલકમાં, ગહન ગતિનો પાર! દયાળુ.

તૃણનો મેરૂ, હિમનો અગ્નિ, મેરૂના તૃણની શી વાર?
રાયનો રંક ને રંકનો રાજા, શુષ્ક બગીચો ગુલઝાર. દયાળુ.

અલ્પ પ્રાણી અમે શું કરીએ? શક્તિ નથી તલભાર,
એ કર જોડી વંદન કરી શકીએ, સહાય થાઓને આવાર. દયાળુ

પવન પાણીને પાવક પ્રકટયાં, સૂર્ય ચંદ્રાદિક તૈયાર,
આમ બાળકના સુખને અર્થે, નિયમે તેં રાખ્યા કીરતાર. દયાળુ.

તેજ પ્રમાણે આ આર્ય બંધુને, નીતિ નિયમ દે અપાર,
કુચાલ અનીતિ કન્યાવિક્રય, મ્હાલે છે અપરપાર. દયાળુ.

બાળકોનાં લગનો વધીયાં, કજોડાં સાટાનો વેપાર,
તે દુષ્ટોને મારી હઠાવી, કાઢો આ અવનિની બ્હાર. દયાળુ.

કરૂણાસિંધુ આ પવિત્ર ભૂમિ, પવિત્ર બનાવો બીજીવાર,
તરછોડો નહિ દીનદયાળુ, કરો છોરૂ કછોરૂનો વિચાર. દયાળુ.

માબાપે તો ક્ષમાજ કરવી, તુજ અચળ નિયમ એ સંભાર,
માટે અમ બંધુનો કૃપાળુ, કરો સુખી સકળ સંસાર. દયાળુ.

સમાપ્ત.